# श्रीविष्णुसहस्रनामस्तोत्रनुं शुद्ध गुजराती भाषांतर.

॥ अथ श्रीविष्णु सहस्रनाम प्रारभ्यते ॥

१ स्मरणमात्रेण जन्मसंसारबंधनात् ।
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे॥१॥

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरः शांतनवं पुनरेवाभ्यभाषत ॥ २ ॥

જેના કેવળ નામનાજ સ્મરણથી મનુષ્ય, જન્મ અને મરણના બંધનમાંથી છૂટે છે, તે મહા સમર્થ વિષ્ણુને નમસ્કાર હો ૧.

વૈશંપાયન કહેછે- હે જનમેજય! કલ્યાણકારક સર્વ ધર્મો તથા મન, વાણી અને કાયાને પવિત્ર કરનારાં પાવત્ર કર્મો સર્વ રીતે સાંભળીને યુધિષ્ઠિર રાજાએ સતનુના પુત્ર ભીષ્મપિતાને ફરીપણ પ્રશ્ન પૂછ્યો. ૨

॥ युधिष्ठिर उवाच ॥

किमेकं दैवतं लोके किंवाप्येकं परायणम् ।
स्तुवंतः कं कमर्चंतः प्राप्नुयुर्मानवाःशुभम्॥३॥
को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः ॥
किं जपन्मुच्यते जंतुर्जन्मसंसारबंधनात् ॥४॥

યુધિષ્ઠિર કહે છે-આ જગતમાં એકજ મુખ્ય દેવ કોણ છે? પામવા યોગ્ય એવું એક સ્થાન કયું છે? તથા મનુષ્યો કોની સ્તુતિ તથા કોની પૂજા કરવાથી કલ્યાણને પામે છે? ૩

આપ સર્વ ધર્મોમાં શ્રેષ્ટ ધર્મ કયો માનો છો? અને પ્રાણી શાનો જપ કરવાથી જન્મ તથા મરણરૂપી બંધનમાંથી છૂટે છે. ૪

॥ भीष्म उवाच ॥

जगत्प्रभुं देवदेवमनंतं पुरुषोत्तमम् ॥
स्तुवन्नामसहस्रेण पुरुषः संततोत्थितः ॥५॥
तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् ॥
ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेव च ॥६॥

**अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।**
**लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ७**
**ब्रह्मज्ञं सर्वधर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् ॥**
**लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥ ८ ॥**

**ભીષ્મ કહે છે**–હે રાજા યુધિષ્ઠિર! પુરુષ નિત્ય ઉઠીકરી વિષ્ણુનાં સહસ્ર નામવડે જગતના સ્વામી, દેવના દેવ, અને અંત રહિત એવા પુરુષોત્તમ–શ્રી વિષ્ણુ ભગવાનનીજ સ્તુતિવડે સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે. વળી તેજ પરમાત્માની નિત્ય પૂજા કરવાથી, ભક્તિથી, તે અવિનાશી પરમાત્માનું ધ્યાન ધરવાથી, તેની સ્તુતિ કરવાથી, તેને નમસ્કાર કરવાથી અને તેનુંજ યજન કરવાથી સર્વ દુઃખોમાંથી છૂટે છે; તેમજ આદિ, અને અંતથી રહિત, સર્વ લોકમાં વ્યાપક, સર્વ જગતના મોટા ઇશ્વર, સર્વ લોકને સાક્ષાત જોનારા, બ્રાહ્મણોનું હિત કરનારા, સર્વ ધર્મને જાણુનારા, લોકોની કીર્તિમાં વૃદ્ધિ કરનારા, લોકના નાથ, બ્રહ્મ સ્વરૂપ, અને સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા એવા પરમાત્માની સ્તુતિ કરવાથી 'પણ' મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે. ૫–૬–૭-૮

**एष मे सर्वधर्माणां धर्मोऽधिकतमो मतः ।**
**यद्भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥९॥**

હું સર્વ ધર્મોમાં એ ધર્મને વધારે શ્રેષ્ઠ માનું છું, કે જે મનુષ્યે ભક્તિવડે કમળ જેવાં નેત્રવાળા ભગવાન્‌ની સદા સ્તુતિ કરીને તેમનું પૂજન કરવું. ૯

**परमं यो महत्तेजः परमं यो महत्तपः ।**
**परमं यो महद्ब्रह्म परमं यः परायणम् ॥ १० ॥**

જે અત્યંત મોટા તેજસ્વી છે, જે અત્યંત મોટા તપરૂપ છે, જે મોટામાં મોટા બ્રહ્મરૂપ છે, અને જે મોટું પામવા યોગ્ય ધામ છે. ૧૦

**पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम् ॥**
**दैवतं देवतानां च भूतानां योऽव्ययःपिता ११**

જે પવિત્રોમાં પવિત્ર છે. મંગળોમાં મંગળરૂપ છે, દેવતાઓનું દૈવત છે અને જે પ્રાણી માત્રના અવિનાશી પિતા છે. ૧૧

**यतः सर्वाणि भूतानि भवन्त्यादियुगागमे ।**
**यस्मिंश्च प्रलयं यांति पुनरेव युगक्षये ॥१२॥**

**तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते ।**
**विष्णोर्नामसहस्रं मे शृणु पापभयापहम् ॥१३॥**

જેનાથી સત્ય યુગના આરંભમાં સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને પ્રલય વખતે ફરી પણ સર્વે પ્રાણીઓ જેને વિષે પ્રલયને પામે છે. તે સર્વ લોકના અધિપતિ અને જગત્‌ના સ્વામી વિષ્ણુનું પાપ તથા ભયને નાશ કરનારૂં સહસ્ર નામ મારી પાસેથી સાંભળ. ૧૨-૧૩.

**यानिनामानिगौणानिविख्यातानिमहात्मनः।**
**ऋषिभिःपरिगीतानितानि वक्ष्यामि भूतये१४**

મહાત્મા ( વિષ્ણુ ) નાં જે ગૌણ નામો પ્રખ્યાત છે અને ઋષિઓએ ગાયાં છે, તે નામો ધર્માદિક ચાર પુરુષાર્થની સિદ્ધિ માટે તને કહીશ. ૧૪

# अथ करन्यासः

**ॐ अस्य श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रमंत्रस्य भगवान् वेदव्यासः ऋषिः ॥ श्रीविष्णुः परमात्मा देवता ॥ अनुष्टुप् छंदः ॥ अ-**

मृतांशूद्भवोभानुरिति बीजम् ॥ देवकीनंदनः स्रष्टेति शक्तिः ॥ त्रिसामा सामगः सामेति हृदयम् ॥ शंखभृन्नंदकी चक्रीति कीलकम् ॥ शार्ङ्गधन्वा गदाधर इत्यस्त्रम् ॥ रथांगपाणिरक्षोभ्य इति कवचम् ॥ उद्भवः क्षोभणो देव इति परमो मंत्रः ॥ श्रीमहाविष्णुप्रीत्यर्थं जपे विनियोगः ॥ विश्वंविष्णुर्वषट्कार इत्यंगुष्ठाभ्यां नमः ॥ अमृतांशूद्भवोभानुरिति तर्जनीभ्यां नमः ॥ ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मेति मध्यमाभ्यां नमः ॥ सुवर्णबिंदुरक्षोभ्य इत्यनामिकाभ्यां नमः ॥ निमिषोऽनिमिषः स्रग्वीति कनिष्ठिकाभ्यां नमः ॥ रथांगपाणिरक्षोभ्य इति करतलकरपृष्ठाभ्यां नमः ॥

## न्यास.

આ શ્રી વિષ્ણુનાં દિવ્ય સહસ્રનામ સ્તોત્ર રૂપી મંત્રના ભગવાન્ વેદવ્યાસ ઋષિ છે (સ્વયં) શ્રી વિષ્ણુ

પરમાત્મા દેવતા છે. છંદ અનુષ્ટુપ્. अमृतांशूद्भवो भानुः એ બીજછે. देवकीनंदनः स्रष्टा એ શક્તિ છે. त्रिसामासामगः साम એ હૃદય છે. शंखभृन्नंदकी चक्री એ કીલક છે. शार्ङ्गधन्वा गदाधरः એ અસ્ત્ર છે. रथाङ्गपाणिरक्षोभ्यः એ કવચ છે. उद्भवः क्षोभणो देवः એ પરમ મંત્ર છે. શ્રી મહાવિષ્ણુ ભગવાન્‌ની પ્રીતિ કરવાના હેતુથી જપ કરવો એ વિનિયોગ છે.

विश्वं विष्णुर्वषट्कार એવડે અંગુઠાને નમસ્કાર. अमृतां शूद्भवो भानुः એ વડે બે તર્જનીને નમસ્કાર. ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्म: એ વડે બન્ને મધ્યમાને નમસ્કાર. सुवर्णबिन्दुरक्षोभ्यः એ વડે બે અનામિકાને નમસ્કાર. निमिषोऽनिमिषःस्रग्वी એ વડે બે કનિષ્ઠિકાને નમસ્કાર. रथाङ्गपाणि रक्षोभ्यः એ વડે કરનું તળ ( હથેળી ) અને કરના પૃષ્ઠભાગ ( હથેળીની પાછળનો ભાગ ) ને નમસ્કાર. इति न्यासः ॥

# ॥ अथ ध्यानम् ॥

शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ॥
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यं ।
वंदे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम्॥१॥

**શેષશાયી શ્રીનારાયણનું ધ્યાન.**

શાંત આકારવાળા, શેષ નાગ ઉપર શયન કરનારા, કમળ છે નાભીમાં જેને એવા દેવતાઓના ઈશ્વિર, વિશ્વના આધાર, આકાશની પેઠે નિરાકાર, મેઘ જેવા શ્યામ રંગવાળા, કલ્યાણરૂપ શરીરવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવાં નેત્રવાળા, યોગીઓએ ધ્યાનવડે જાણવા યોગ્ય, સંસારના ભયનો નાશ કરનારા, સર્વ લોકના એક અધિપતિ એવા શ્રીવિષ્ણુને વંદન કરૂં છું.

# ॐ नमो भगवते वासुदेवाय.

विश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः ।
भूतकृद्भूतभृद्भावो भूतात्मा भूतभावनः॥१८॥

૧ વિશ્વઃ—ચૌદ લોકરૂપ, શ્રુતિ કહે છે કે 'સર્વ-

खल्विदं ब्रह्म ' આ સર્વ બ્રહ્મરૂપ છે. ૨ વિષ્ણુઃ-સર્વેમાં વ્યાપક. ૩ વષટ્કારઃ-યજ્ઞમાં હવન વખતે બોલાતા વષટ્કારરૂપ. ૪ ભૂતભવ્યભવત્પ્રભુઃ-ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સ્વામી. ૫ ભૂતકૃત્ઃ-બ્રહ્મરૂપે પ્રાણીઓને ઉત્પન્ન કરનારા. ૬ ભૂતભૃત્ઃ-વિષ્ણુરૂપે પ્રાણીઓનું પોષણ કરનારા. ૭ ભાવઃ-જગતરૂપે ઉત્પન્ન થનારા. ૮ ભૂતાત્માઃ-પ્રાણીઓના અંતરાત્મા. ૯ ભૂતભાવનઃ-પ્રાણીઓએ ચિંતન કરવા યોગ્ય. ૧૫.

**पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः ।**
**अव्ययः पुरुषःसाक्षी क्षेत्रज्ञोऽक्षर एव च ॥१६**

૧૦ પૂતાત્માઃ-પવિત્ર આત્માવાળા ૧ પરમાત્માઃ-કારણ તથા કાર્ય રહિત, નિત્ય શુદ્ધ અને મુક્ત સ્વભાવવાળા, ૨ મુક્તાનાં પરમાગતિઃ-મુક્ત જનોના પરમ આશ્રયરૂપ. ૩ અવ્યયઃ-નાશ રહિત. ૪ પુરુષઃ-નવ દ્વારવાળા દેહનગરમાં શયન કરનારા અથવા પ્રલય વેળાએ સર્વ ભુવનનો સંહાર કરનારા, ૫ સાક્ષીઃ-અડચણ વિના સર્વ વસ્તુને જોનારા, ૬ ક્ષેત્રજ્ઞઃ-સર્વનાં શરીરોને જાણનારા, ૭ અક્ષરઃ-મૂળ કારણ. ૧૬

**योगो योगविदां नेता प्रधानपुरुषेश्वरः ॥**
**नारसिंहवपुः श्रीमान् केशवः पुरुषोत्तमः १७**

૮ યોગઃ-જીવ અને ઇશ્વરની ઐક્યભાવના કરાવનાર યોગ મૂર્તિ, ૯ યોગવિદાંનેતાઃ-યોગને જાણનારાઓના સ્વામી, ૨૦ પ્રધાનપુરુષેશ્વરઃ-માયા તથા જીવના ઈશ્વર, ૧ નારસિંહવપુઃ-નરસિંહનું સ્વરૂપ ધારણ કરનારા, ૨ શ્રીમાન્ઃ-વક્ષઃસ્થલમાં લક્ષ્મીને ધારણ કરનારા, ૩ કેશવઃ-સુંદર કેશવાળા અથવા કેશી દૈત્યનો નાશ કરનારા, અથવા ક બ્રહ્મા અ અચ્યુત અને ઇશ મહાદેવ એ ત્રણ મૂર્તિરૂપ, ૪ પુરુષોત્તમઃ-પુરુષોમાં ઉત્તમ, ૧૭

**सर्वःशर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः॥**
**संभवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः॥१८॥**

૫ સર્વઃ-સત્ અથવા અસત્ વસ્તુના નાશને અને ઉત્પત્તિને જાણનારા, ૬ શર્વઃ-પ્રલય વેળા સર્વની પ્રજાનો નાશ કરનારા, ૭ શિવઃ-ગુણાદિકથી રહિત અથવા કલ્યાણકર્તા. ૮ સ્થાણુઃ-સ્થિર રહેનારા, ૯ ભૂતાદિઃ-પ્રાણીઓના આદિકારણ, ૩૦ નિધિઃ-પ્રલય વખતે સર્વ જગતનો પોતાને વિષે લય કરનારા

અવ્યયઃ—કોઈ વખત પણ ઓછા અધિક નહિ થતા. ૧ સંભવઃ—દુષ્ટોને દંડ દેવા માટે અને સાધુઓની રક્ષા કરવા માટે યુગે યુગે અવતારધારણ કરનાર, ૨ ભાવનઃ—સર્વ ભોકતાઓને ફળ આપનારા, ૩ ભર્ત્તાઃ—પોષણ કરનારા, ૪ પ્રભવઃ—પંચ મહા ભૂતોને ઉત્પન્ન કરનારા અથવા ઉત્તમ જન્મધારી. ૫ પ્રભુઃ—સર્વ સામર્થ્યવાળા, ૬ ઈશ્વરઃ—ઉપાધિ રહિત ઐશ્વર્યવાળા. ૧૮

**સ્વયંભૂઃશંભુરાદિત્યઃ પુષ્કરાક્ષો મહાસ્વનઃ ॥**
**અનાદિનિધનો ધાતા વિધાતા ધાતુરુત્તમઃ૧૯**

૭ સ્વયંભુઃ—પોતાનીમેળે ઉત્પન્ન થનારા, ૮ શંભુઃ—ભકતજનોનું કલ્યાણ કરનારા, ૯ આદિત્યઃ—સૂર્યમંડળમાં રહેનારા હિરણ્મય પુરૂષ, ૪૦ પુષ્કરાક્ષઃ—કમળ જેવાં નેત્રવાળા, ૧ મહાસ્વનઃ—ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના ગાન રૂપી મોટા શબ્દવાળા, ૨ અનાદિનિધનઃ—આદિ તથા અંત વિનાના, ૩ ધાતાઃ—શેષાદિકરૂપે જગતને ધારણ કરનારા અથવા કર્મ અને તેનાં ફળની યોજના કરનારા, ૪ વિધાતાઃ—વિશેષે કરીને શેષાદિકને પણ ધારણ કરનારા, ૫ ધાતુરૂત્તમઃ—ક્ષમાથી પણ ઉત્તમ અથવા પૃથ્વિ આદિકથી પણ ઉત્તમ. ૧૯.

**अप्रमेयो हृषीकेशः पद्मनाभोऽमरप्रभुः ॥**
**विश्वकर्मा मनुस्त्वष्टा स्थविष्ठःस्थविरो ध्रुवः**

૬ અપ્રમેયઃ-પ્રમાણ ન કરી શકાય એવા, ૭ હૃ-ષીકેશઃ-ઇન્દ્રિયોના સ્વામી, ૮ પદ્મનાભઃ-નાભિમાં કમળને ધારણ કરનારા, ૯ અમરપ્રભુઃ-દેવતાઓના સ્વામી, ૫૦ વિશ્વકર્મા-વિશ્વાદિકની રચના કરનારા, ૧ મનુઃ-મનન કરનારા, ૨ ત્વષ્ટાઃ-સંહાર વેળાએ સર્વ પ્રાણીઓને સૂક્ષ્મ કરનારા, ૩ સ્થવિષ્ટઃ-અત્યંત સ્થૂળ મૂર્તિ, ૪ સ્થવિરઃ-જુના અથવા વૃદ્ધ, ધ્રુવઃ-અચળ. ૨૦

**अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः ॥**
**प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मंगलं परम् ॥ २१ ॥**

૫ અગ્રાહ્યઃ-મન તથા વાણી વડે ગ્રહણ કરી શકાય નહિ તેવા, ૬ શાશ્વતઃ-હમેશ રહેનારા. ૭ કૃષ્ણઃ-સચ્ચિદાનંદ મૂર્તિ અથવા ઘનસ્યામ મૂર્તિ, ૮ લોહિતાક્ષઃ-રાતાં નેત્રવાળા, ૯ પ્રતર્દનઃ-પ્રલય વેળા પ્રાણીઓનો સંહાર કરનારા, ૬૦ પ્રભૂતઃ-જ્ઞાન, ઐશ્વર્ય આદિક ગુણસંપન્ન, ૧ ત્રિકકુબ્ધામઃ-ઉપર, નીચે અને મધ્ય, ભાગ એમ ત્રણે દિશામાં વાસ કર-

નાશ, ૨ પવિત્રઃ-પવિત્ર, ૩ મંગલં પરંઃ-પરમ મંગલકારક. ૨૧

**ईशानःप्राणदःप्राणो ज्येष्ठःश्रेष्ठःप्रजापतिः ॥**
**हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः॥२२॥**

૪ ઈશાનઃ-સર્વ પ્રાણીઓના નિયંતા, ૫ પ્રાણદઃ-પ્રાણ આપનારા અથવા કાળરૂપે પ્રાણનો નાશ કરનારા, ૬ પ્રાણઃ-મુખ્ય પ્રાણરૂપ અથવા સર્વને જીવાડનારા, ૭ જ્યેષ્ઠઃ-સર્વ કરતાં મોટા, ૮ શ્રેષ્ઠઃ-સર્વ કરતાં ઉત્તમ ૯ પ્રજાપતિઃ-પ્રજાના સ્વામી. ૭૦ હિરણ્યગર્ભઃ-સુવર્ણના ઇંડામાં રહેનારા, ૧ ભૂગર્ભઃ-પૃથિવીની અંદર વસનારા અથવા ઉદરમાં છે પૃથિવી જેને એવા, ૨ માધવઃ-લક્ષ્મીના પતિ, ૩ મધુસૂદનઃ-મધુદૈત્યને મારનારા, ૨૨

**ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमःक्रमः ॥**
**अनुत्तमोदुराधर्षःकृतज्ञःकृतिरात्मवान् ॥२३॥**

૪ ઈશ્વરઃ-સર્વ શક્તિમાન્, ૫ વિક્રમીઃ-પરાક્રમવાળા, ૬ ધન્વીઃ-ધનુષ્યને ધારણ કરનારા, ૭ મેધાવીઃ-બુદ્ધિશાળી, ૮ વિક્રમઃ-સર્વ ઠેકાણે એકજ ક્ષણમાં ગમન કરનારા, ૯ ક્રમઃ-જગતમાં ફરનારા, ૮૦

અનુત્તમઃ–સર્વ કરતાં શ્રેષ્ઠ, ૧ દુરાધર્ષઃ–દૈત્યાદિકથી સહન કરી શકાય નહીં તેવા, ૨ કૃતજ્ઞઃ–મનુષ્યે કરેલાં પાપ–પુણ્યને જાણનારા, ૩ કૃતિઃ–ક્રિયારૂપ અથવા પુરુષના પ્રયત્નરૂપ, ૪ આત્મવાન્‌ઃ–આત્મસ્વરૂપ, ૨૩

**सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः ॥**
**अहःसंवत्सरो व्यालःप्रत्ययःसर्वदर्शनः ॥२४॥**

૫ સુરેશઃ–દેવતાઓના સ્વામી, ૬ શરણઃ–ભક્ત જનોના આશ્રય, ૭ શર્મઃ–પરમાનંદ મૂર્તિ, કલ્યાણ મૂર્તિ, ૮ વિશ્વરેતાઃ–વિશ્વના કારણભૂત, ૯ પ્રજાભવઃ–પ્રજાને ઉત્પન્ન કરનારા, ૫૦ અહઃ–દિવસમૂર્તિ, ૧ સંવત્સરઃ–વર્ષરૂપ, ૨ વ્યાલઃ–સર્પની પેઠે કોઇથી ગ્રહણ થઇ શકે નહીં તેવા, ૩ પ્રત્યયઃ–ઉત્તમ બુદ્ધિથી જણાય તેવા. ૪ સર્વદર્શનઃ–સર્વ વસ્તુને જોનારા, અથવા સર્વોએ જોવા યોગ્ય, ૨૪

**अजः सर्वेश्वरःसिद्धःसिद्धिःसर्वादिरच्युतः ॥**
**वृषाकपिरमेयात्मा सर्वयोगविनिःसृतः ॥२५॥**

૫ અજઃ–અજન્મા, ૬ સર્વેશ્વરઃ–સર્વના સ્વામી, ૭ સિદ્ધઃ–સંપૂર્ણ સ્વરૂપ હોવાથી સિદ્ધ, ૮ સિદ્ધિ

જ્ઞાનની અથવા ફળની મૂર્તિ, ૯ સર્વાદિઃ-સર્વ પ્રાણીઓના આદિકારણ, ૧૦૦ અચ્યુતઃ-સ્વસ્વરૂપના સામર્થ્યવડે સ્વસ્વરૂપમાંથી ભ્રષ્ટ ન થનારા, ૧ વૃષાકપિઃ-ધર્મનું રક્ષણ કરનારા, ૨ અમેયાત્માઃ-અમાપ સ્વરૂપવાળા, ૩ સર્વ યોગ વિનિઃસૃતઃ-સર્વ પ્રકારનાં કર્મ બંધનમાંથી મુક્ત, ૨૫

**वसुर्वसुमनाः सत्यः समात्मासंमितः समः ॥**
**अमोघः पुंडरीकाक्षो वृषकर्मा वृषाकृतिः २६**

૪ વસુઃ-સર્વ પ્રાણીઓમાં વાસ કરતા, ૫ વસુમનાઃ-ઉદાર મનવાળા, ૬ સત્યઃ-સત્યમૂર્તિ, ૭ સમાત્માઃ-રાગ દ્વેષ રહિત, શુદ્ધ આત્માવાળા અથવા સર્વ પ્રાણીઓમાં સમાનરૂપે વસતા, ૮ અસંમિતઃ-સર્વ પદાર્થો વડે મપાય નહીં તેવા, ૯ સમઃ-સર્વ કાળમાં સર્વ પ્રકારના વિકાર રહિત, અથવા લક્ષ્મી સાથે રહેનારા, ૧૧૦ અમોઘઃ-ભક્ત જનોને ફળ આપનારા, ૧ પુંડરીકાક્ષઃ-કમળ જેવાં નેત્રવાળા, ૨ વૃષકર્માઃ-ધર્મ કર્મનું આચરણ કરનારા, ૩ વૃષાકૃતિઃ-ધર્મ સ્થાપન કરવા માટે શરીર ધારણ કરનારા, ૨૬

रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ॥
अमृतःशाश्वतः स्थाणुर्वरारोहो महातपाः२७

૪ રુદ્રઃ-સંહાર વેળા પ્રાણીઓને રોવરાવનારા, ૫ બહુશિરાઃ-ઘણાં મસ્તકવાળા, ૬ બભ્રુઃ-લોકોનું પોષણ કરનારા, ૭ વિશ્વયોનિઃ-જગતના ઉત્પત્તિ-સ્થાન, ૮ શુચિશ્રવાઃ-પવિત્ર કીર્તિવાળા, ૯ અમૃતઃ-અમર, ૧૨૦ શાશ્વતસ્થાણુઃ-સનાતન કાળથી અ-ચળ રહેનારા, ૧ વરારોહઃ-સુંદર અંગવાળા, ૨ મહાતપાઃ-મહાતપસ્વી, ૨૭

सर्वगःसर्वविद्भानुर्विष्वक्सेनो जनार्दनः ॥
वेदोवेदविदव्यंगो वेदांगो वेदवित्कविः २८

૩ સર્વગઃ-સર્વ ઠેકાણે ગતિ કરનારા, ૪ સર્વવિદ્ભાનુઃ-સર્વ વેત્તા અને સર્વત્ર પ્રકાશકરનારા, ૫ વિષ્વક્સેનઃ-દૈત્યોની સેનાને ચારે દિશામાં નસાડનારા, ૬ જનાર્દનઃ-પાપી મનુષ્યોને નરકની પીડા આપનારા, ૭ વેદઃ-સર્વ વસ્તુનું જ્ઞાન ધરાવનારા વેદરૂપ, ૮ વેદવિત્ઃ-ચારે વેદોને જાણનારા, ૯ અવ્યંગઃ-સર્વ પ્રકારના જ્ઞાનથી સંપૂર્ણ, ૧૩૦ વેદાંગઃ-વેદાદિક જેઓના અંગો છે એવા, ૧ વેદવિદ્ઃ-વેદોનો વિચાર

હરનારા, ૨ કવિઃ-સર્વ વસ્તુને હસ્તામલકવત્ જોનારા અથવા વેદના રચનાર આદિ કવિ, ૨૮

लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः
चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥ २९ ॥

૩ લોકાધ્યક્ષઃ-સર્વ લોકોના સ્વામી, ૪ સુરાધ્યક્ષઃ-દેવતાઓમાં પ્રમુખ, ૫ ધર્માધ્યક્ષઃ-ધર્મોના પતિ, ૬ કૃતાકૃતઃ-કાર્યરૂપ તથા કારણરૂપ, ૭ ચતુરાત્માઃ-ઉત્પત્તિ, સ્થિતિ કરતી વેળાએ બ્રહ્મા, દક્ષાદિક, કાળ તથા સર્વ પ્રાણીઓ, એ ચાર વિભૂતિવાળા, ૮ ચતુર્વ્યૂહઃ-વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ એ ચાર વિભૂતિવાળા, ૯ ચતુર્દંષ્ટ્રઃ-નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત, એ ચાર ડાઢવાળા ૧૪૦ ચતુર્ભુજઃ-ચાર ભુજાવાળા, ૨૯

भ्राजिष्णुर्भोजनं भोक्ता सहिष्णुर्जगदादिजः
अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः ३०

૧ ભ્રાજિષ્ણુઃ-પ્રકાશમાન, ૨ ભોજનંઃ-માયારૂપ અથવા વૈભવરૂપ, ૩ ભોક્તાઃ-સુખદુઃખ ભોગવનાર જીવરૂપ, ૪ સહિષ્ણુઃ-હિરણ્યકશિપુ વગેરે દાનવોની સામે ટક્કર લેનારા અથવા ક્ષમાવંત, ૫ જગ-

દ્વિજઃ-જગત્‌થી આદિ જન્મેલા બ્રહ્મારૂપ અથવા તેને ઉત્પન્ન કરનારા, ૬ અનઘઃ-દોષ રહિત, ૭ વિજયઃ-જ્ઞાન, વૈરાગ્ય આદિથી જગતના વિજયરૂપ, ૮ જેતાઃ-વિજય કરનારા, ૯ વિશ્વયોનિઃ-વિશ્વના કારણભૂત, ૧૫૦ પુનર્વસુઃ-શરીરમાં વારંવાર આત્મા-રૂપે નિવાસ કરનારા, ૩૦

**उपेंद्रो वामनःप्रांशुरमोघः शुचिरूर्जितः ॥**
**अतींद्रः संग्रहः सर्गो धृतात्मा नियमो यमः ३१**

૧ ઉપેન્દ્રઃ-બારે મહિનાઓના બાર સૂર્ય અને બાર ઇંદ્રોની સાથે રહેનારા ઉપેન્દ્રરૂપ, ૨ વામનઃ-વામન અવતાર, ૩ પ્રાંશુઃ-ત્રણ પગલાં પૃથ્વી ભરતી વેળા ઊંચા થયેલા, ૪ અમોઘઃ-સર્વને કર્માનુસાર ફળ આપનારા, ૫ શુચિઃ-સ્તુતિ કરનારા મનુષ્યોને પવિત્ર કરનારા, ૬ ઊર્જિતઃ-મહાબળશાળી. ૭ અતીંદ્રઃ-સ્વાભાવિક એવાં જ્ઞાન, ઐશ્વર્ય આદિ ગુણોવડે ઇન્દ્રનો પરાજય કરનારા, ૮ સંગ્રહઃ-સંહાર કાળે સર્વનો સંગ્રહ કરનારા, ૯ સર્ગઃ-ઉત્પત્તિ સમયે સર્વને ઉત્પન્ન કરનારા, ૧૬૦, ધૃતાત્મા:-સ્વરૂપને ધારણ કરનારા, ૧ નિયમઃ-પ્રજાને તેઓના અધિકાર ઉપર નીમનારા, ૨ યમઃ-સર્વ પ્રાણીઓને પોતાને વિષે લય કરનારા, અથવા સર્વને નિયમમાં રાખનારા યમરૂપ. ૩૧

**वेद्यो वैद्य सदा योगी वीरहा माधवो मधुः॥**
**अतींद्रियो महामायो महोत्साहो महाबलः३२**

३ વેદ્ય:-મુમુક્ષુઓએ જાણવા યોગ્ય, ૪ વૈદ્ય:-સર્વ વિદ્યા જાણનારા, ૫ સદાયોગી:-નિત્ય સ્વરૂપના પ્રકાશથી યોગી, ૬ વીરહા:-ધર્મની રક્ષા કરવા માટે અસુર યોદ્ધાઓનો સંહાર કરનારા, ૭ માધવ:-માયાના સ્વામી, ૮ મધુ:-ભક્ત જનને મધની પેરે મીઠાશ ઉપજાવનારા, ૯ અતીન્દ્રિય:-ઇન્દ્રિયોથી અળગા, ૧૭૦ મહામાય:-મહા માયાવી અર્થાત્ મોટા માયાવીઓને પણ માયાની જાળમાં ફસાવનારા, ૧ મહોત્સાહ:-જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવામાં મોટા ઉત્સાહી, ૨ મહાબલ:-બળવાનોના પણ બળરૂપ હોવાથી મહાબળશાળી, ૩૨

**महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः॥**
**अनिर्देश्यवपुःश्रीमानमेयात्मा महाद्रिधृक् ३३**

૩ મહાબુદ્ધિ:-મોટા બુદ્ધિશાળી, ૪ મહાવીર્ય:-મોટા પરાક્રમી, ૫ મહાશક્તિ:-મોટી શક્તિવાળા, ૬ મહાદ્યુતિ:-મોટી કાંતિવાળા, ૭ અનિર્દેશ્યવપુ:-જેનું શરીર કોઇથી પણ કળ્યું જાય નહીં તેવા, ૮

શ્રીમાન્:-લક્ષ્મીના નિવાસસ્થાન, ૯ અમેયાત્મા, કોઇથી પણ જેનું શરીર માપવામાં આવી શકે નહીં તેવા, ૧૮૦ મહાદ્રિધૃક્:-ગોવર્ધન વગેરે મોટા મોટા પર્વતોને ધારણ કરનારા, ૩૩

**महेष्वासो महीभर्ता श्रीनिवासः सतांगतिः॥**
**अनिरुद्धःसुरानंदो गोविंदो गोविदांपतिः३४**

૧ મહેષ્વાસઃ-મોટા ધનુર્ધારી, ૨ મહીભર્ત્તાઃ-પૃથિવીને ધારણ કરનારા, ૩ શ્રીનિવાસઃ-જેના વક્ષઃ-સ્થલમાં નિત્ય લક્ષ્મી રહે છે એવા, ૪ સતાંગતિઃ-સત્પુરુષોના આશ્રયરૂપ, ૫ અનિરુદ્ધઃ-અનિરુદ્ધરૂપ, ૬ સુરાનંદઃ-દેવતાઓને આનંદ આપનારા, ૭ ગોવિન્દઃ-વરાહઆદિરૂપ લઈ, પૃથ્વીનું વારંવાર રક્ષણ કરી દેવતાઓને આનંદ દેનારા, ૮ ગોવિદાં-પતિઃ-વેદાદિક શાસ્ત્રને જાણનારાઓનાં સ્વામી, ૩૪

**मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तम ः॥**
**हिरण्यनाभः सुतपाः पद्मनाभः प्रजापतिः३५**

૯ મરીચિઃ-તેજસ્વીઓના તેજરૂપ. ૧૯૦ દમનઃ-વૈવસ્વત આદિક મનુરૂપે પ્રજાને પ્રસન્ન કરીને નિષ્

ભમાં રાખનારા, ૧ હંસઃ-સંસારનો ભય નાશ કરનારા, ૨ સુપર્ણઃ-ગરુડરૂપ, ૩ ભુજગોત્તમઃ-સર્પોમાં શેષનાગરૂપ, ૪ હિરણ્યનાભઃ-સુવર્ણના જેવી શોભાયમાન નાભિવાળા, ૫ સુતપાઃ-ઉત્તમ તપશ્ચર્યા કરનારા, ૬ પદ્મનાભઃ-કમળ જેવી ગોળાકાર નાભિવાળા, ૭ પ્રજાપતિઃ-પ્રજાનુ પાલન કરનારા-પિતારૂપ, ૬૫

**अमृत्युःसर्वदृक् सिंहःसंधाता संधिमान् स्थिरः**
**अजो दुर्मर्षणः शास्ता विश्रुतात्मा सुरारिहा॥**

૮ અમૃત્યુઃ-મૃત્યુ રહિત, ૯ સર્વદૃક્ઃ-પ્રાણીઓનાં સર્વે કાર્યોને સર્વ ઠેકાણે જોનારા, ૨૦૦ સિંહઃ-દુષ્ટોનો નાશ કરનારા, ૧ સંધાતાઃ-સંધિ કરાવનારા, ૨ સંધિમાન્ઃ-ભક્તજન ઉપર પ્રેમ રાખનારા, ૩ સ્થિરઃ-નિરંતર સ્વસ્વરૂપમાં અચળ રહેનારા, ૪ અજઃ-જન્મરહિત, ૫ દુર્મર્ષણઃ-દાનવાદિકથી સહન થઈ શકે નહીં તેવા, ૬ શાસ્તાઃ-સર્વને શિક્ષા કરનારા, ૭ વિશ્રુતાત્માઃ-જેનો આત્મા સત્ય, જ્ઞાનરૂપ વિશેષ કરીને સાંભળવામાં આવ્યો છે એવો, ૮ સુરારિહાઃ-દેવતાઓના શત્રુ દૈત્યોનો સંહાર કરનારા, ૬૬

**गुरुर्गुरुतमो धाम सत्यः सत्यपराक्रमः ॥**
**निमिषोऽनिमिषःस्रग्वीवाचस्पतिरुदारधीः॥**

૯ ગુરુઃ—વેદાદિકનો ઉપદેશ કરવાથી અથવા ઉત્પન્ન કરવાથી ગુરુ, ૨૧૦ ગુરુતમઃ—બ્રહ્માદિક દેવતાઓના પણ ગુરુ, ૧ ધામઃ—સર્વ કામનાઓના આશ્રય અથવા તેજોમૂર્તિ, ૨ સત્યઃ—સત્યમૂર્તિ, ૩ સત્યપરાક્રમઃ—સત્ય પરાક્રમવાળા, ૪ નિમિષઃ—યોગ નિદ્રા કરતી વેળા નેત્રનું પાંપણ ઢારનારા, ૫ અનિમિષઃ—નિત્ય પ્રબુદ્ધસ્વરૂપ હોવાથી પાંપણ ન ઢારનારા, ૬ સ્રગ્વીઃ—વૈજયંતી અને વનમાળા આદિ પુષ્પની માળાને ધારણ કરનારા, ૭ વાચસ્પતિરુદારધીઃ—વાણીના પતિ બૃહસ્પતિ જેવી ઉદાર બુદ્ધિવાળા, ૩૭

**अग्रणीर्ग्रामणीःश्रीमान्न्यायो नेता समीरणः**
**सहस्रमूर्धा विश्वात्मा सहस्राक्षःसहस्रपात् ३८**

૮ અગ્રણીઃ—સર્વ પ્રાણીઓના નેતા અથવા મુમુક્ષુઓને મોક્ષપદ આપનારા, ૯ ગ્રામણીઃ—સર્વ પ્રાણીઓના નાયક, ૨૨૦ શ્રીમાન્ઃ—લક્ષ્મીવાળા, ૧ ન્યાયઃ—ન્યાયરૂપ, ૨ નેતાઃ—જગતના વ્યવહારનો નિર્વાહ કરનારા, ૩ સમીરણઃ—શ્વાસરૂપે સર્વ પ્રાણી-

ઓને ચેષ્ટા કરાવનારા, ૪ સહસ્રમૂર્ધાઃ-હજાર મસ્તકવાળા, ૫ વિશ્વાત્માઃ-વિરાટરૂપ, ૬ સહસ્રાક્ષઃ-હજાર નેત્રોવાળા, ૭ સહસ્રપાત્ઃ-હજાર ચરણવાળા, ૩૮

**आवर्त्तनो निवृत्तात्मा संवृत्तःसंप्रमर्दनः ॥**
**अहः संवर्तको वह्निरनिलो धरणीधरः ॥३९॥**

૮ આવર્ત્તનઃ-ધર્મ સ્થાપન કરવા માટે અવતાર લેનારા, ૯ નિવૃત્તાત્માઃ-સંસારના બંધનમાંથી જેમનું સ્વરૂપ મુક્ત છે એવા, ૨૭૦ સંવૃત્તઃ-માયાવડે વિંટાયલા, ૧ સંપ્રમર્દનઃ-રુદ્ર, કાળ આદિ વિભૂતિઓવડે જગતનો સંહાર કરનારા, ૨ અહઃસંવર્ત્તકઃ-દિવસને સારી રીતે ચલાવનારા, ૩ વહ્નિઃ-હવિષ્યને ગ્રહણ કરનારા અગ્નિરૂપ, ૪ અનિલઃ-પવનમૂર્તિ, ૫ ધરણીધરઃ-શેષ અને દિશાના હાથીઓ વગેરે રૂપોથી પૃથ્વીને ધારણ કરનારા, ૩૯

**सुप्रसादःप्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः ॥**
**सत्कर्ता सत्कृतः साधुर्जह्नुर्नारायणो नरः४०**

૬ સુપ્રસાદઃ-શિશુપાલ આદિ અપરાધીઓ ઉપર પણ કૃપા કરનારા, ૭ પ્રસન્નાત્માઃ-રજ અને તમ

આદિકથી જેનું અંતઃકરણ મલિન નથી એવા અર્થાત્ પ્રસન્ન છે આત્મા જેનો એવા, ૮ વિશ્વધૃક્:–જગત્‌ને ધારણ કરનારા, ૯ વિશ્વભુક્:–જગત્‌ને ભોગવનાર, અથવા પાલન કરનારા, ૨૪૦ વિભુઃ–વિવિધરૂપધારી ૧ સત્કર્તાઃ–ભક્ત જનનો સત્કાર કરનારા, ૨ સત્કૃતઃ–ભકતોથી માન અપાયલા, ૩ સાધુઃ–ભકતોનાં કાર્ય સાધનારા, ૪ જહ્નુઃ–સંહાર કાળે મનુષ્યોનો પોતાને વિષે લય કરનારા, ૫ નારાયણઃ–જળમાં શયન કરનારા, ૬ નરઃ–મનુષ્યને મોક્ષ આપનારા, સનાતન પરમાત્મા, ૪૦

असंख्येयोऽप्रमेयात्मा विशिष्टःशिष्टकृच्छुचिः
सिद्धार्थःसिद्धसंकल्पःसिद्धिदःसिधिसाधनः

૭ અસંખ્યેયઃ–ગણત્રી વિનાના અપાર મૂર્તિવાળા, ૮ અપ્રમેયાત્માઃ–કોઈ પણ રીતે જાણવામાં આવે નહીં તેવું રૂપ ધારણ કરનારા, ૯ વિશિષ્ટઃ–સર્વ કરતાં શ્રેષ્ઠ, ૨૫૦ શિષ્ટકૃત્:–દુષ્ટોને શિક્ષા કરનારા, ૧ શુચિઃ–કામ, ક્રોધ આદિક મળથી રહિત. ૨ સિદ્ધાર્થઃ–નિવૃત્તિરૂપી અર્થને સિદ્ધ કરનારા, ૩ સિદ્ધસંકલ્પઃ–પોતાના સંકલ્પમાં સિદ્ધ થયેલા, ૪ સિદ્ધિદઃ–સિદ્ધિને આપનારા, ૫ સિદ્ધિસાધનઃ–સિદ્ધિનાં સાધનરૂપ, ૪૧

**वृषाही वृषभो विष्णुर्वृषपर्वा वृषोदरः**
**वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥४२**

૬ વૃષાહી:–દ્વાદશાહ આદિક ધર્મમૂર્ત્તિ, ૭ વૃષભ:–ભક્તોની કામના પૂરનારા. ૮ વિષ્ણુ:–સર્વત્ર વ્યાપક, ૯ વૃષપર્વા:–પરલોકમાં જવાની ઇચ્છાવાળા ભક્તજનોને ધર્મરૂપી પગથિયાંરૂપ, ૨૬૦ વૃષોદર:–ઉદરમાં ધર્મને ધારણ કરનારા, ૧ વર્ધન:–ભક્ત જનની વૃદ્ધિ કરનારા, ૨ વર્દ્ધમાન:-સંસારરૂપે વૃદ્ધિ પામનારા, ૩ વિવિક્ત:–સંસારથી વિરકત રહેનારા, ૪ શ્રુતિસાગર:–ચારે વેદના સાગરરૂપ, ૪૨

**सुभुजो दुर्धरो वाग्मी महेंद्रो वसुदो वसुः ॥**
**नैकरूपो बृहद्रूपः शिपिविष्टः प्रकाशनः॥४३॥**

૫ સુભુજ:–સુંદર હાથવાળા, ૬ દુર્ધર:–ધ્યાન વેળાએ મહા કષ્ટથી અંતઃકરણમાં ધારણ કરાય તેવા, ૭ વાગ્મી:–વાચાળ, ૮ મહેન્દ્ર:–મોટા ઇન્દ્ર, ૯ વસુદ:–ધન આપનારા, ૨૭૦ વસુ:–ધન મૂર્તિ અથવા આકાશમાં વસનારા વાયુરૂપ, ૧ નૈકરૂપ:–અનેક રૂપવાળા, ૨ બૃહદ્રૂપ:–મોટા વિશ્વરૂપધારી, ૩ શિપિવિષ્ટ:–યજ્ઞરૂપે પશુઓમાં નિવાસ કરનારા અથવા કિરણમાં રહેનારા, ૪ પ્રકાશન:–પ્રકાશ કરનારા, ૪૩

**ओजस्तेजोद्युतिधरः प्रकाशात्मा प्रतापनः ॥**
**ऋद्धः स्पष्टाक्षरो मंत्रश्चंद्रांशुर्भास्करद्युतिः ४४**

૫ ઓજસ્તેજોદ્યુતિધરઃ-પ્રાણબળ, ઐશ્વર્ય અને કાંતિને ધારણ કરનારા, ૬ પ્રકાશાત્માઃ-પ્રકાશ કરનાર છે સ્વરૂપ જેનું એવા, ૭ પ્રતાપનઃ-વિશ્વને તપાવનારા, ૮ ઋદ્ધઃ-ધર્મ, જ્ઞાન તથા વૈરાગ્યથી સંપન્ન, ૯ સ્પષ્ટાક્ષરઃ-ૐકારવડે સ્પષ્ટ જણાતા, ૨૮૦ મંત્રઃ-ઋગ્, યજુષ્, અને સામ વેદના મંત્રરૂપ, ૧ ચન્દ્રાંશુઃ-ચંદ્રમાનાં કિરણોની પેઠે ત્રણ તાપથી પીડાયલાઓને આનંદ આપનારા, ૨ ભાસ્કરદ્યુતિઃ-સૂર્ય જેવી કાંતિવાળા, ૪૪

**अमृतांशूद्भवो भानुः शशबिंदुः सुरेश्वरः ।**
**औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः ॥४५॥**
**भूतभव्यभवन्नाथः पवनः पावनोऽनलः ॥**
**कामहा कामकृत्कांतः कामः कामप्रदः प्रभुः ॥**

૩ અમૃતાંશૂદ્ભવઃ-સમુદ્રના મથન વેળાએ ચંદ્રમાને ઉત્પન્ન કરનાર સાગરરૂપ, ૪ ભાનુઃ-પ્રકાશ કરનારા સૂર્ય, ૫ શશબિંદુઃ-ચંદ્રમા, ૬ સુરેશ્વરઃ-ઇન્દ્ર. ૭

ઔષધઃ-સંસારરૂપી વ્યાધીને દૂર કરવામાં ઔષધ-રૂપ, ૮ જગતઃસેતુઃ-જગત્‌નું રક્ષણ કરવા માટે સેતુ (પાજ) રૂપ, ૯ સત્યધર્મપરાક્રમઃ-સત્ય છે ધર્મ અને જ્ઞાન આદિ ગુણો તથા પરાક્રમ જેનું એવા, ૨૯૦ ભૂતભવ્યભવન્નાથઃ-ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સ્વામી, ૧ પવનઃ-પવનરૂપ, ૨ પાવનઃ-જગતને પવિત્ર કરનારા, ૩ અનલઃ-અગ્નિમૂર્તિ અથવા જીવમૂર્તિ. ૪ કામહાઃ-ભક્તોની તૃષ્ણાનો નાશ કરનારા, ૫ કામકૃત્ઃ-ભક્તોની કામના પૂર-નારા અથવા કામના પિતા, ૬ કાંતઃ-સુંદર, ૭ કામઃ-ધર્માદિક પુરુષાર્થની કામનાવાળાઓએ ઇચ્છતા, ૮ કામપ્રદઃ-કામનાવાલાઓની સંપૂર્ણ કામનાઓને પૂર-નારા, ૯ પ્રભુઃ-મહા સમર્થ, ૪૫—૪૬

युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः ।
अदृश्योऽव्यक्तरूपश्च सहस्रजिदनंतजित् ४७
इष्टो विशिष्टः शिष्टेष्टः शिखंडी नहुषो वृषः॥
क्रोधहा क्रोधकृत्कर्ता विश्वबाहुर्महीधरः ४८

૩૦૦ યુગાદિકૃત્-સત્યાદિક યુગનો આરંભ કરનારા, ૧ યુગાવર્તઃ-યુગોમાં ફેરફાર કરનારા, ૨ નૈકમાયઃ-

અનેક પ્રકારની માયાવાળા, ૩ મહાશન:-મોટું ભોજન કરનારા, ૪ અદૃશ્ય:-સર્વની બુદ્ધિ તથા ઇન્દ્રિયોથી જોઇ શકાય નહીં તેવા, ૫ અવ્યક્તરૂપ:-સૂક્ષ્મરુપ ધારી, ૬ સહસ્ત્રજિત્:-હજારો દૈત્યોને હરાવનારા, ૭ અનંતજિત્:-લીલાવડે સર્વનો વિજય કરનારા, ૮ ઇષ્ટ:-યજ્ઞવડે પૂજાતા, ૯ વિશિષ્ટ:-સર્વ કરતાં શ્રેષ્ટ, ૪૧૦ શિષ્ટેષ્ટ:-મોટમોટા વિદ્વાનોને પ્રિય, ૧ શિખંડી:-મયૂર પિચ્છવડે ગોવાળીઆનો વેશ ધારણ કરનારા, ૨ નહુષ:-માયાવડે પ્રાણીઓને બંધનમાં નાખનારા, ૩ વૃષ:-કામના પૂરનારા ધર્મરૂપ, ૪ ક્રોધહા:-ક્રોધનો નાશ કરનારા, ૫ ક્રોધકૃત્કર્તા:-ક્રોધ કરનારા દૈત્યાદિકને પણ ઉત્પન્ન કરનારા અથવા અસાધુ ઉપર ક્રોધ કરનારા અને જગત્ રચનારા, ૬ વિશ્વબાહુ:-ચારે દિશામાં ફેલાયલી ભુજાઓવાળા, ૭ મહીધર:-પૃથ્વીને ધારણ કરનારા, ૪૭-૪૮

**अच्युतःप्रथितः प्राणः प्राणदो वासवानुजः।**
**अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ४९**

૮ અચ્યુત:-જન્માદિક ૭ વિકાર રહિત, ૯ પ્રથિત:-જગત્‌ની ઉત્પત્તિ વગેરે કર્મોથી પ્રખ્યાત, ૪૨૦ પ્રાણ:-સૂત્રાત્મારૂપે જગત્‌ને જીવાડનારા, ૧ પ્રાણ-

દઃ-પ્રાણને આપનારા, ૨ વાસવાનુજઃ-ઇન્દ્રના નાના ભાઈ, ૩ અપાંનિધિઃ-સાગરરૂપ, ૪ અધિષ્ઠાનઃ-પ્રાણીઓના ઉપાદાન કારણ, ૫ અપ્રમત્તઃ-અધિકારીઓને તેમના કર્માનુસાર ફળ આપનારા, ૬ પ્રતિષ્ઠિતઃ-પોતાના મહિમામાં રહેલા, ૪૯

**स्कंदः स्कंदधरो धुर्यो वरदो वायुवाहनः ।**

**वासुदेवो बृहद्भानुरादिदेवः पुरंदरः ॥५०॥**

૭ સ્કંદઃ-અમૃતરૂપે ગગન કરનારા, તથા વાયુરૂપે સર્વનું શોષણ કરનારા, અથવા કાર્તિક સ્વામીરૂપે, ૮ સ્કંદધરઃ-ધર્મ માર્ગનું રક્ષણ કરનારા, ૯ ધુર્યઃ-મનુષ્ય માત્રની જન્મ, મરણ આદિકની ધૂસરી ધરનારા, ૩૩૦ વરદઃ-વરદાન આપનારા. ૧ વાયુવાહનઃ-વાયુ જેવા વેગવંત 'ગરુડ' વાહનવાળા, ૨ વાસુદેવઃ-વસુદેવના પુત્ર, ૩ બૃહદ્ભાનુઃ-મોટાં કિરણોવડે જગતને પ્રકાશ કરનારા, ૪ આદિદેવઃમુખ્ય દેવ, ૫ પુરંદરઃ-શત્રુઓનાં નગરોનો નાશ કરનારા, ૫૦

**अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः ॥**

**अनुकूलः शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ॥५१॥**

૬ અશોકઃ-શોકાદિ છ ઊર્મિઓથી રહિત, ૭ તારણઃ-સંસાર સાગરમાંથી ભક્તોને તારનારા, ૮ તારઃ-

ૐકાર મૂર્તિ, ૯ શૂરઃ-શૂરવીર, ૩૪૦ શૌરિઃ-શૂરસે- નના વંશમાં જન્મેલા, ૧ જનેશ્વરઃ-મનુષ્યોના સ્વામી, ૨ અનુકૂલઃ-સર્વને આત્મારૂપ અનુકૂલ રહેલા, ૩ શતાવર્ત્તઃ-ધર્મની રક્ષા કરવા માટે સેંકડો વાર જન્મ લેનારા, ૪ પદ્મીઃ કમળને ધારણ કરનારા, ૫ પદ્મ- નિભેક્ષણઃ-કમળ જેવાં નેત્રવાળા. ૫૧

**पद्मनाभोऽरविंदाक्षः पद्मगर्भः शरीरभृत् ॥**
**महर्द्धी ऋद्धोवृद्धात्मा महाक्षो गरुडध्वजः५२**

૬ પદ્મનાભઃ-નાભીમાં કમળ ધારણકરનારા, ૭ અરવિંદાક્ષઃ-કમળ જેવાં નેત્રવાળા, ૮ પદ્મગર્ભઃ- કમળ છે ગર્ભમાં જેને એવા, ૯ શરીરભૃત્ઃ-શરી- રોનું પોષણ કરનારા, ૩૫૦ મહર્દ્ધિઃ-મોટી સમૃદ્ધિ- વાળા, ૧ ઋદ્ધઃ-સંસારમાં સ્વચ્છાથી સંધાયલા, ૨ વૃદ્ધાત્માઃ-પુરાતન આત્માવાળા, ૩ મહાક્ષઃ-વિશાળ નેત્રવાળા, ૪ ગરુડધ્વજઃ-ગરુડનાં ચિત્રવાળી ધ્વજાથી અલંકૃત, ૫૨

**अतुलः शरभो भीमः समयज्ञो हविर्हरिः ॥**
**सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान् समितिंजयः५३**

૫ અતુલઃ-તુલના વિનાના, ૬ શરભઃ-પ્રત્યેક શરીરમાં પ્રકાશ કરનારા, ૭ ભીમઃ-ભયંકર, ૮

સમયજ્ઞઃ-સમય જાણનારા, ૯ હવિર્હરિઃ-યજ્ઞમાં હોમેલાં બળીદાનને હરનારા અથવા બળિરૂપ તથા પાપને હરનારા, ૭૬૦ સર્વલક્ષણલક્ષણ્યઃ-સર્વ પ્રકારનાં લક્ષણોથી જાણવા યોગ્ય, ૧ લક્ષ્મીવાન્ઃ-લક્ષ્મીવાળા, ૨ સમિતિંજયઃ-રણસંગ્રામના વિજય કરનારા, ૫૩

**विक्षरो रोहितो मार्गो हेतुर्दामोदरः सहः ॥**
**महीधरो महाभागो वेगवानमिताशनः॥८४॥**

૩ વિક્ષરઃ-અવિનાશી, ૪ રોહિતઃ-મત્સ્યાવતાર લેનારા, ૫ માર્ગહેતુઃ-ધર્મ માર્ગના ચલાવનારા, ૬ દામોદરઃ-દામડુ છે ઉદરમાં જેમને એવા, ૭ સહઃ-દૈત્યાદિકની સામે ટક્કર લેનારા, ૮ મહીધરઃ-પૃથ્વીને ધારણ કરનારા, ૯ મહાભાગઃ-મોટા ભાગ્યવાળા, ૭૭૦ વેગવાન્ઃ-વેગવાળા, ૧ અમિતાશનઃ-સંહાર વેળા અપ્રમાણ ભક્ષણ કરનારા. ૫૪

**उद्भवः क्षोभणो देवः श्रीगर्भः परमेश्वरः ॥**
**करणं कारणं कर्ता विकर्ता गहनोगुहः॥८५॥**

૨ ઉદ્ભવઃ-જગતના ઉપાદાન કારણ, ૩ ક્ષોભણઃ-સૃષ્ટિવેળાએ પ્રકૃતિ અને પુરૂષને ક્ષોભ કરનારા, ૪

દેવઃ-અનંત પ્રકારની ક્રીડાઓ કરનારા, ૫ શ્રીગર્ભઃ-ઉદરમાં વિભૂતિને ધારણ કરનારા. ૬ પરમેશ્વરઃ-મોટા ઈશ્વર, ૭ કરણંઃ-ઉત્તમ સાધનરૂપ, ૮ કારણંઃ-પૃથ્વીની ઉત્પત્તિના ઉપાદાન કારણભૂત, ૯ કર્તાઃ-સર્વે રીતે સ્વતંત્ર, ૩૮૦ વિકર્તાઃ-વિચિત્ર પ્રકારની સૃષ્ટિ રચનારા, ૧ ગહનઃ-જાણી શકાય નહીં તેવા, ૨ ગુહઃ-માયાવડે સ્વરૂપને ઢાંકનારા. ૫૫

**व्यवसायो व्यवस्थानःसंस्थानःस्थानदो ध्रुवः**
**परार्धिः परमः स्पष्टस्तुष्टः पुष्टःशुभेक्षणः ॥५६॥**

૩ વ્યવસાયઃ-જ્ઞાનમાત્રસ્વરૂપ હોવાથી વ્યવસાય રૂપ, ૪ વ્યવસ્થાનઃ-વર્ણ અને આશ્રમના વિભાગ પાડનારા, ૫ સંસ્થાનઃ-પ્રલય વેલાએ પ્રાણિઓને લય થવાનાં સ્થાનરૂપ, ૬ સ્થાનદઃ-ભકતોને સ્થાનક આપનારા, ૭ ધ્રુવઃ-અચળ રહેલા, ૮ પરાર્ધિઃ-મોટી સમૃદ્ધિવાળા, ૯ પરમઃ-સર્વ કરતાં ઉત્તમ, ૩૯૦ સ્પષ્ટઃ-સ્પષ્ટ છે સ્વરૂપ જેનું એવા, ૧ તુષ્ટઃ-પ્રસન્ન રહેનારા, ૨ પુષ્ટઃ-સર્વરૂપે સંપૂર્ણ, ૩ શુભેક્ષણઃ-સુંદર નેત્રવાળા. ૫૬

**रामो विरामो विरजो मार्गो नेयो नयोऽनयः॥**
**वीरःशक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तमः॥५७॥**

૪ રામઃ-યોગીઓને રમવાના સ્થાનરૂપ, ૫ વિરામઃ-પ્રાણીઓને આરામ મળવાનું સ્થાન, ૬ વિરજઃ-રજોગુણ રહિત, ૭ માર્ગઃ-મુમુક્ષુ જનોને મોક્ષે જવાના માર્ગરૂપ, ૮ નેયઃ-ઉત્તમ જ્ઞાનવડે ગ્રહણ કરવા યોગ્ય, ૯ નયઃ-સર્વને નિયમમાં રાખનારા, ૪૦૦ અનયઃ-સર્વતંત્ર અથવા સ્વતંત્ર. ૧ વીરઃ-શૂરવીર, ૨ શક્તિમતાં શ્રેષ્ઠઃ-શક્તિવાળાઓમાં ઉત્તમ, ૩ ધર્મઃ-ધર્મરૂપ, ૪ ધર્મવિદુત્તમઃ-ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ. ૫૭.

**वैकुंठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ॥**
**हिरण्यगर्भःशत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः॥५८॥**

૫ વૈકુંઠઃ-જગત્‌ના આરંભમાં પંચમહાભૂતો એકઠાં કરી તેઓની સ્થિતિ બાંધનારા, ૬ પુરુષઃ-નવ દ્વારવાળી દેહપુરીમાં વસનારા, ૭ પ્રાણઃ-સર્વ પ્રાણીઓમાં પ્રાણરૂપે ચેષ્ટા કરનારા, ૮ પ્રાણદઃ-પ્રાણ આપનારા, ૯ પ્રણવઃ-ૐકારમૂર્તિ, ૪૧૦ પૃથુઃ-જગત્

રૂપે વિસ્તારવાળા, ૧ હિરણ્યગર્ભઃ-સુવર્ણના ઈંડા-માંથી જન્મેલા, ૨ શત્રુઘ્નઃ-શત્રુઓનો નાશ કરનારા, ૩ વ્યાપ્તઃ-કારણરૂપે સર્વ કાર્યમાં વ્યાપેલા, ૪ વાયુઃ-વાયુરૂપ, ૫ અધોક્ષજઃ-જેને જ્ઞાનેંદ્રિયોથી થયેલું જ્ઞાન પણ પહોંચી શકતું નથી એવા. ૫૮

**ऋतुः सुदर्शनः कालः परमेष्ठी परिग्रहः ॥**
**उग्रः संवत्सरो दक्षो विश्रामो विश्वदक्षिणः५९**

૬ ઋતુઃ-વસંતાદિક ઋતુમૂર્તિ. ૭ સુદર્શનઃ-સુંદર દર્શનવાળા. ૮ કાલઃ-સર્વનો સંહાર કરનારા, ૯ પરમેષ્ઠીઃ-પોતાના ઉત્તમ મહિમામાં નિવાસ કરનારા, ૪૧૦ પરિગ્રહઃ-ભક્તોએ અર્પણ કરેલાં પત્ર, પુષ્પ, આદિ ગ્રહણ કરનારા, ૧ ઉગ્રઃ-સૂર્ય વગેરે તેજસ્વી પદાર્થોને પણ ભય આપનારા, ૨ સંવત્સરઃ-જેમાં પ્રાણીઓ એક સાથે નિવાસ કરેછે એવા, ૩ દક્ષઃ-કાર્ય કરવામાં કુશળ, ૪ વિશ્રામઃ-સંસારથી ખિન્ન થયેલા લોકોને મુક્તિરૂપ વિશ્રાંતિ આપનારા, ૫ વિશ્વદક્ષિણઃ-આખા જગત્ કરતાં વિશેષ કુશળ અથવા વિશ્વસંબંધી સર્વ કર્મ કરવામાં કુશળ. ૫૯

**विस्तारःस्थावरःस्थाणुःप्रमाणंबीजमव्ययम् ।**
**अर्थोऽनर्थो महाकोशोमहाभोगो महाधनः६०**

૬ વિસ્તારઃ-સર્વ જગત્‌ના વિસ્તારનું સ્થાનક, ૭ સ્થાવરઃસ્થાણુઃ-સ્થિર રહેનારા તથા સ્થિતિવાળા પૃથ્વી આદિકને રહેવાનાં સ્થાનભૂત, ૮ પ્રમાણઃ-પ્રત્યક્ષ આદિ પ્રમાણરૂપ, ૯ બીજમવ્યયઃ-કારણરૂપ તથા અવિનાશી, ૪૩૦ અર્થઃ-સુખ રૂપ હોવાથી સર્વ કોઇથી પ્રાર્થના કરાતા, ૧ અનર્થઃ-સર્વ કામનાથી પરિપૂર્ણ હોવાને લીધે બીજાની પ્રાર્થના ન કરનારા, ૨ મહાકોશઃ-અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય, એ પાંચ કોશોથી આચ્છાદિત થયેલા, ૩ મહાભોગઃ-સુખરૂપ મહાભોગ ભોગવનારા, ૪ મહાધનઃ-પુષ્કળ ધનવાળા. ૬૦

**अनिर्विण्णः स्थविष्ठोऽभूर्धर्मयूपो महामखः ॥**
**नक्षत्रनेमिर्नक्षत्री क्षमः क्षामः समीहनः॥६१॥**

૫ અનિર્વિણ્ણઃ-શોક રહિત, ૬ સ્થવિષ્ઠઃ-વિરાટ્ રૂપે મહાસ્થૂળ, ૭ અભૂઃ-જન્મ રહિત, ૮ ધર્મયૂપઃ-ધર્મના સ્તંભ રૂપ, ૯ મહામખઃ-મોટા યજ્ઞમૂર્તિ

**૪૪૦ નક્ષત્રનેમિઃ**-ગ્રહમાત્રના નેમિરૂપ અર્થાત્ ધ્રુવ નામનાં નક્ષત્ર રૂપ, ૧ **નક્ષત્રીઃ**-ચંદ્રમારૂપ, ૨ **ક્ષમઃ**-સર્વ કાર્ય કરવામાં શક્તિમાન, ૩ **ક્ષામઃ**-સર્વ મનુષ્યસ્વરૂપે વસનારા, ૪ **સમીહનઃ**-સારી પેઠે ચેષ્ટા કરનારા, ૬૧

**यज्ञ इज्यो महेज्यश्च क्रतुः सत्रं सतांगतिः ॥**
**सर्वदर्शी विमुक्तात्मा सर्वज्ञो ज्ञानमुत्तमम् ६२**

૫ **યજ્ઞઃ**-યજ્ઞમૂર્તિ, ૬ ઇજ્યઃ-પૂજવા યોગ્ય, ૭ **મહેજ્યઃ**-પૂજન કરવા યોગ્ય સર્વ દેવતાઓમાં મોટા પૂજ્ય, ૮ **ક્રતુઃ**-યજ્ઞમૂર્તિ, ૯ **સત્રઃ**-સત્પુરૂષોની રક્ષા કરનારા, ૪૫૦ **સતાંગતિઃ**-સત્પુરુષોની ગતિ અથવા તેમના આશ્રયરૂપ, ૧ **સર્વદર્શીઃ**-સઘળું દર્શાવનારા, ૨ **વિમુક્તાત્માઃ**-સ્વભાવથી મુક્તશરીરવાળા, ૩ **સર્વજ્ઞઃ**-સર્વ વસ્તુને જાણનારા, ૪ **જ્ઞાનઉત્તમંઃ**-ઉત્તમજ્ઞાનની મૂર્તિ. ૬૨

**सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः सुखदः सुहृत्॥**
**मनोहरो जितक्रोधो वीरबाहुर्विदारणः॥६३॥**

૫ **સુવ્રતઃ**-સદાચારવાળા અથવા ખરૂં વ્રત ધારણ

કરનારા, ૬ સુમુખ:-સર્વ વિદ્યાનો ઉપદેશ દેનારા હોવાથી સુંદર મુખવાળા, ૭ સૂક્ષ્મ:-શબ્દાદિક સ્થૂલ, કારણ રહિત હોવાથી સૂક્ષ્મ, ૮ સુઘોષ:-વેદાદિકનું ગાયન કરતી વેળાએ સુંદર શબ્દવાળા, ૯ સુખદ:-સુખ આપનારા, ૪૬૦ સુહૃદ:-સર્વના મિત્ર રૂપ. ૧ મનોહર:-મનને હરણ કરનારા, ૨ જિતક્રોધ:-ક્રોધને જિતનારા. ૩ વીરબાહુ:-પરાક્રમવાળી ભુજાઓ-વાળા ૪ વિદારણ:-અધર્મીઓનો નાશ કરનારા. ૬૩

**स्वापनःस्ववशो व्यापी नैकात्मा नैककर्मकृत्।**
**वत्सरो वत्सलो वत्सी रत्नगर्भो धनेश्वरः ६४॥**

૫ સ્વાપન:-માયાવડે સર્વ પ્રાણીઓને નિદ્રા-ધીન કરનારા, ૬ સ્વવશ:-પોતાને આધીન, ૭ વ્યાપી:-સર્વત્ર વ્યાપક, ૮ નૈકાત્મા:-અનેકરૂપ ધારણ કરનારા, ૯ નૈકકર્મકૃત્:-અનેક કર્મ કરનારા, ૪૭૦ વત્સર:-સર્વનો નિવાસ છે જેને વિષે એવા, ૧ વત્સલ:-ભકતો ઉપર પ્રેમ કરનારા, ૨ વત્સી:-વાછ-ડાઓની વ્રજમાં રક્ષા કરનારા, અથવા સર્વ પ્રજા ઉપર પુત્રની પેઠે પ્રેમ કરનારા ૩ રત્નગર્ભ:-રત્નોને ઉદરમાં ધારણ કરનારા અર્થાત્ સમુદ્ર મૂર્તિ, ૪ ધનેશ્વર:-ધનના સ્વામી કુબેરરૂપ. ૬૪

**धर्मगुब्धर्मकृद्धर्मी सदसत्क्षरमक्षरम् ॥**
**अविज्ञाता सहस्रांशुर्विधाता कृतलक्षणः ६५॥**

૫ ધર્મગુપ્:-ધર્મનું રક્ષણ કરનારા, ૬ ધર્મકૃત્:-ધર્મની મર્યાદા સ્થાપવા માટે ધર્મ કરનારા, ૭ ધર્મી:-ધર્મ ધારણ કરનારા, ૮ સત્:-કારણ રૂપેસત્ય, ૯ અસત્:-પ્રપંચ રૂપે અસત્ય, ૪૮૦ ક્ષરઃ-સર્વ પ્રાણી રૂપે નાશવંત ૧ અક્ષર:-કૂટસ્થરૂપે અક્ષર, ૨ અવિજ્ઞાતા:-આત્મામાં કર્તૃત્વાદિની વાસનાથી જીવરૂપ. ૩ સહસ્રાંશુ:-હજાર કિરણવાળા સૂર્યમૂર્તિ. ૪ વિધાતા:-આખા જગત્‌ને ઉત્પન્ન કરનારા, ૫ કૃતલક્ષણઃ-વક્ષસ્થળમાં શ્રીવત્સનું ચિન્હ ધારણ કરનારા અથવા શાસ્ત્રોને રચનારા. ૬૫

**गभस्तिनेमिः सत्वस्थः सिंहो भूतमहेश्वरः ॥**
**आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ॥६६॥**

૬ ગભસ્તિનેમિ:-કિરણરૂપી છે કર અર્થાત્ હાથ જેને એવા ચંદ્રઅને સૂર્યરૂપે રહેલા, ૭ સત્વસ્થ:-સત્વગુણમાં નિવાસ કરનારા, ૮ સિંહ:-સિંહ જેવા પરાક્રમી, ૯ ભૂતમહેશ્વર:-સત્યવડે પ્રાણીઓના મહે-

શ્વર, ૪૫૦ આદિદેવ:-આદિદેવ, ૧ મહાદેવ:-સર્વ પદાર્થોનો ત્યાગ કરીને આત્મજ્ઞાન રૂપી યોગૈશ્વર્યમાં આનંદ ભોગવતા શબ્દરૂપ, ૨ દેવેશ:-દેવોના ઈશ્વર, ૩ દેવભૃદ્ગુરુ:-દેવતાઓનું પ્રાધાન્યપણે પોષણ કરનારા તથા ઇંદ્રના પણ ગુરુ બૃહસ્પતિ. ૬૬

**उत्तरो गोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः ॥**
**शरीरभूतभृद्भोक्ता कपींद्रोभूरिदक्षिणः॥६७॥**

૪ ઉત્તર:-જન્મરૂપી સંસારસાગરમાંથી તારનારા અથવા સર્વ કરતાં શ્રેષ્ટ, ૫ ગોપતિ:-ગાયોની રક્ષા કરનારા, વૃક્ષની રક્ષા કરનારા, ઇંદ્રિયોના સ્વામી અથવા વાણીના પતિ, ૬ ગોપ્તા:-જગત્નું રક્ષણ કરનારા, ૭ જ્ઞાનગમ્ય:-કેવળ જ્ઞાનથી જ જાણવામાં આવે તેવા, ૮ પુરાતન:-પુરાણ પુરુષ. ૯ શરીરભૂતભૃત્:-શરીરને ઉત્પન્ન કરનારાં પંચભૂતોનું પોષણ કરનારા, ૫૦૦ ભોક્તા:-પાવન કરનારા અથવા નિરતિશય આનંદ ભોગવનારા, ૧ કપીન્દ્ર:-મહા વરાહ અથવા રામચંદ્ર, ૨ ભૂરિદક્ષિણ:-રામાદિરૂપે યજ્ઞમાં બહુ દક્ષિણા આપનારા. ૬૭

**सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः ॥**
**विनयो जयः सत्यसंधो दाशार्हः सात्वतांपतिः**

૩ સોમપઃ-યજમાનરૂપે અથવા દેવતારૂપે સોમ રસનું પાન કરનારા, ૪ અમૃતપઃ-સમુદ્ર મંથન વેળાએ નિકળેલું અમૃત દેવતાઓને પાનારા તથા પોતે પીનારા, ૫ સોમઃ-ઔષધીઓનું પોષણ કરનારા ચન્દ્રમા, ૬ પુરુજિત્:-બહુ દૈત્યોનો પરાજય કરનારા, ૭ પુરુસત્તમઃ-વિશ્વરૂપ તથા સર્વ કરતાં શ્રેષ્ઠ, ૮ વિનયઃ-દુષ્ટોને નિયમમાં રાખનારા, ૯ જયઃ-સર્વનો પરાજય કરનારા, ૫૧૦ સત્યસંધઃ-સત્ય પ્રતિજ્ઞાવાળા, ૧ દાશાર્હઃ-દાનયોગ્ય અથવા દાશાર્હ કુળમાં ઉત્પન્ન થયેલા, ૨ સાત્વતાંપતિઃ-સાત્વત કુળના પતિ અથવા યોગક્ષેમ વહન કરનારા. ૬૮

**जीवो विनयिता साक्षी मुकुंदोऽमितविक्रमः॥**
**अंभोनिधिरनंतात्मा महोदधिशयोऽतकः ६९**

૩જીવઃ-ક્ષેત્રજ્ઞરૂપે રહેલા જીવરૂપ, ૪ વિનયિતા-સાક્ષીઃ-પ્રજાના વિનયીપણાને સાક્ષાત્ જોનારા, તેની ગતિ કરાવનારા અથવા એક આત્માનાજ દ્રષ્ટા, ૫

મુકુન્દઃ–મોક્ષ આપનારા, ૬ અમિતવિક્રમઃ–અપાર પરાક્રમવાળા, ૭ અમ્ભોનિધિઃ–સાગરરૂપ, ૮ અનંતાત્માઃ–અનંત છે મૂર્તિ જેની એવા, ૯ મહોદધિશયઃ–ક્ષીરસાગરમાં શયન કરનારા શેષશાયી નારાયણરૂપ, ૫૨૦ અન્તકઃ–પ્રાણીઓનો સંહાર કરનારા કાળમૂર્તિ. ૬૯

**अजो महार्हःस्वाभाव्यो जितामित्रःप्रमोदनः**
**आनंदो नंदनो नंदः सत्यधर्म त्रिविक्रमः ७०**

૧ અજઃ–જેનું જન્મ નથી એવા, ૨ મહાર્હઃ–પૂજા કરવા યોગ્ય, ૩ સ્વાભાવ્યઃ–સ્વાભાવિક રીતેજ પોતે ઉત્પન્ન થનારા, ૪ જિતામિત્રઃ–રાગદ્વેષાદિક આંતર અને રાવણાદિક બાહ્ય શત્રુઓનો પરાજય કરનારા, ૫ પ્રમોદનઃ–આત્મજ્ઞાનરૂપી અમૃતનો સ્વાદ લેનારા અને હર્ષ આપનારા, ૬ આનંદઃ–આનંદમૂર્તિ, ૭ નંદનઃ–પ્રસન્ન કરનારા, ૮ નંદઃ–યોગ્ય સંપત્તિઓથી સંપન્ન, ૯ સત્યધર્મઃ–જ્ઞાનાદિક સત્યધર્મવાળા, ૫૩૦ ત્રિવિક્રમઃ–વામનાવતાર ધારણ કરીને ત્રણ પગલામાં ત્રણ લોકને પૂરનારા. ૭૦

महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ॥
त्रिपदस्त्रिदशाध्यक्षो महाशृंगःकृतांतकृत् ॥७१॥

૧ મહર્ષિ:કપિલાચાર્યઃ—મહર્ષિ એવા કપિલાચાર્ય, ૨ કૃતજ્ઞઃ—ઉત્પન્ન કરેલા જગત્ આદિને દૃષ્ટિ રૂપે જાણનારા આત્મરૂપ, ૩ મેદિનીપતિઃ—પૃથ્વીના પતિ, ૪ ત્રિપદઃ—ભુર્લોક, ભુવર્લોક અને સ્વર્ગ લોક રૂપી ત્રણ ચરણવાળા, ૫ ત્રિદશાધ્યક્ષઃ—દેવતાઓના અધ્યક્ષ, ૬ મહાશૃંગઃ—મત્સ્યાવતારમાં મોટા શિંગડાંવાળા, ૭ કૃતાંતકૃત્ઃ—કાળનો પણ નાશ કરનારા—મહાકાળ. ૭૧

महावराहो गोविंदः सुषेणः कनकांगदी ॥
गुह्योगभीरोगहनो गुप्तश्चक्रगदाधरः ॥ ७२ ॥

૮ મહાવરાહઃ—મહાવરાહ, ૯ ગોવિન્દઃ—વેદવાણીથી જાણી શકાય તેવા, ૫૪૦ સુષેણ—સુંદર સેનાવાળા, ૧ કનકાંગદીઃ—સુવર્ણના બાજુબંધવાળા, ૨ ગુહ્યઃ—હૃદયાકાશમાં રહેવાથી ગુહ્ય, ૩ ગભીરઃ—જ્ઞાન, ઐશ્વર્ય અને બળ આદિવડે ગંભીર, ૪ ગહનઃ—પ્રવેશ કરી શકાય નહીં તેથી અથવા ત્રણ અવસ્થાના તથા ભાષાભાવના સાક્ષી હોવાથી ગહન, ૫ ગુપ્તઃ—મન તથા

વાણીથી જણાય નહીં તેવા, ૬ ગદાધરઃ-લોકોની રક્ષા માટે મનસ્તત્વરૂપી ચક્રને અને બુદ્ધિતત્વરૂપી ગદાને ધારણ કરણારા. ૭૨

## વેધાઃસ્વાંગોઽજિતઃકૃષ્ણોદૃઢઃસંકર્ષણોઽચ્યુતઃ
## વરુણો વારુણોવૃક્ષઃપુષ્કરાક્ષો મહામનાઃ॥૭૧

૭ વેધાઃ-વિધાતા, ૮ સ્વાંગઃ-કાર્ય કરવામાં પોતેજ સહકારી. ૯ અજિતઃ-અવતારોમાં કોઈથી પણ ન જિતાયલા, ૫૫૦ કૃષ્ણઃ-વેદવ્યાસરૂપ અથવા શ્યામ રંગના શ્રીકૃષ્ણ, ૧ દૃઢઃ-દૃઢ શાક્તાવાળા, સ્વરૂપ સામર્થ્ય આદિથી ભ્રષ્ટ ન થનારા, ૨ સંકર્ષણઃ-સંહાર વેળાએ પ્રાણીઓનું આકર્ષણ કરનારા, ૩ અચ્યુતઃ-સ્વધર્મમાં સંપૂર્ણ, ૪ વરુણઃ-વરુણ દેવ અથવા કિરણોને ટૂંકા કરનારા સાયંકાળના સૂર્ય, ૫ વારુણઃ-વરુણના પુત્ર વસિષ્ઠ અથવા અગસ્ત્ય, ૬ વૃક્ષઃ-વૃક્ષની પેઠે અચળ રહેનારા, ૭ પુષ્કરાક્ષઃ-હૃદયકમળના ધ્યાન કરવાથી પોતાના સ્વરૂપે પ્રકાશનારા, ૮ મહામનાઃ-ઉદાર મનવાળા. ૭૩

**भगवान् भगहा नंदी वनमाली हलायुधः ॥**
**आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिसत्तमः**

૯ **ભ**ગવાન્:—ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને મોક્ષ, આ છ સંપત્તિવાળા, ૫૬૦ **ભ**ગહા:—સંહાર વખતે સર્વનાં ઐશ્વર્યનો નાશકર્તા, ૧ નંદી:—સુખરૂપ, ૨ વનમાલી:—વૈજયંતી નામની વનમાળાને ધારણ કરનારા, ૩ હલાયુધ:—હળરૂપી આયુધ ધારણ કરનારા, ૪ આદિત્ય:—આદિતીના ઉદરે કશ્યપથી જન્મેલા, ૫ જ્યોતિરાદિત્ય:—સૂર્યમંડળમાં જ્યોતિર્મંડળરૂપે રહેલા, ૬ સહિષ્ણુ:—સુખ દુ:ખ સહન કરનારા, ૭ ગતિસત્તમ:—ઉત્તમ ગતિવાળા. ૭૪

**सुधन्वा खंडपरशुर्दारुणो द्रविणप्रदः ॥**
**दिवस्पृक् सर्वदृग्व्यासो वाचस्पतिरयोनिजः॥**

૮ સુધન્વા:—સુંદર શારંગ નામનું ધનુષ્ ધારણ કરનારા, ૯ ખણ્ડપરશુ:—શત્રુનો નાશ કરનારી પરશી ધારણ કરનારા, ૫૭૦ દારુણ:—મહા ભયંકર ૧ દ્રવિણપ્રદ:—ધન આપનારા, ૨ દિવસ્પૃક્:—સ્વર્ગનો સ્પર્શ કરનારા, ૩ સર્વદૃગ્વ્યાસ:—સર્વ વસ્તુને પ્રત્યક્ષ જોનારા

અને એક વેદના ચાર વેદ કરનારા, ૪ વાચસ્પતિઃ-વિદ્યાના પતિ, ૫ અયોનિજઃ-સ્વયંભૂ. ૭૫

त्रिसामा सामगःसाम निर्वाणं भेषजं भिषक् ॥
संन्यासकृच्छमःशांतो निष्ठाशांतिःपरायणम् ।

૬ ત્રિસામાઃ-ત્રણુ સામ ગાન કરનારાઓથી સ્તવાતા, ૭ સામગઃ-સામનું ગાન કરનારા, ૮ સામઃ-વેદોમા સામવેદોની મૂર્તિ, ૯ નિર્વાણુઃ-પરમાનંદ સ્વરૂપ, ૫૮૦ ભેષજઃ-સંસારરૂપી રોગના ઔષધરૂપ, ૧ ભિષક્ઃ-સંસારરૂપી રોગ દૂર કરવા માટે મહાવિદ્યાનો ઉપદેશ આપનારા વૈદ્યરૂપ ધન્વંતરી, ૨ સંન્યાસકૃત્ઃ-મોક્ષ માટે સંન્યાસાશ્રમ બાંધનારા, ૩ શમઃ-સંન્યાસીઓને મુખ્યપણે શમનો ઉપદેશ કરનારા, ૪ શાંતઃ-વિષય સુખોમાં અસંગ, ૫ નિષ્ઠાશાંતિઃપરાયણુમ્ઃ-પ્રલય વેળાએ લય થવાના સ્થાનરૂપ સર્વ અવિદ્યાની નિવૃત્તિની શંકા રહિત ઉત્તમ સ્થાનરૂપ. ૭૬

शुभांगः शांतिदः स्रष्टा कुमुदः कुवलेशयः ॥
गोहितो गोपतिर्गोप्ता वृषभाक्षो वृषप्रियः॥७७॥

૬ શુભાંગઃ-સુંદર અંગવાળા, ૭ શાંતિઃ-શાંતિ

આપનારા, ૮ સ્રષ્ટાઃ—સર્વ પ્રાણીઓના સરજનારા, ૯ કુમુદઃ—પૃથિવી ઉપર આનંદ આપનારા ચન્દ્રકમળ-રૂપ, ૫૫૦ કુવલેશયઃ—જળમાં શેષના ઉદર ઉપર શયન કરનારા, ૧ ગોહિતઃ—ગાયોનું હિત કરનારા, ૨ ગોપતિઃ— પૃથિવી વિગેરેના રક્ષક, ૩ ગોપ્તાઃ—માયાવડે પોતાના સ્વરૂપને ઢાંકનારા અથવા જગત્‌નું રક્ષણ કરનારા, ૪ વૃષભાક્ષઃ—સર્વ કામનાને પૂરનારા નેત્રો-વાળા અથવા ધર્મ રૂપી દૃષ્ટિવાળા, ૫ વૃષપ્રિયઃ—ધર્મ-પ્રિય. ૭૭

अनिवर्त्ती निवृत्तात्मा संक्षेप्ता क्षेमकृच्छिवः ॥
श्रीवत्सवक्षाः श्रीवासः श्रीपतिः श्रीमतांवरः॥

૬ અનિવર્ત્તીઃ—દેવાસુર સંગ્રામ વેળાએ સામા ચાલીને લડનારા, ૭ નિવૃત્તાત્માઃ—વિષય વાસના રહિત શુદ્ધ મનવાળા, ૮ સંક્ષેપ્તાઃ—સંહાર વખતે જગત્‌ને ટૂંકામાં સંકેલનારા, ૯ ક્ષેમકૃત્ઃ—અંગીકૃતનું રક્ષણ કરનારા, ૫૬૦ શિવઃ—કલ્યાણમૂર્તિ, ૧ શ્રીવત્સવક્ષાઃ—સ્મરણ કરવાથી કલ્યાણ કરનારા વા વક્ષસ્થળમાં ચાર પાંખડીના કમળ જેવા આકારના કેશના ભમરરૂપ સ્વામીનું ચિન્હ ધારણ કરનારા, ૨ શ્રીવાસઃ—નિત્ય

લક્ષ્મીના નિવાસસ્થાન, ૩ શ્રીપતિઃ–લક્ષ્મીના પતિ, ૪ શ્રીમતાંવરઃ–ઋગ્, યજુષ્, સામ આદિ લક્ષ્મીવડે લક્ષ્મીવંત એવા બ્રહ્મા આદિકમાં શ્રેષ્ઠ. ૭૮

**श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधिः श्रीविभावनः**
**श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाँल्लोकत्रयाश्रयः ॥**

૫ શ્રીદઃ–ભકતોને લક્ષ્મી આપનારા, ૬ શ્રીશઃ–લક્ષ્મીના નાથ, ૭ શ્રીનિવાસઃ–લક્ષ્મીના નિવાસસ્થાન, ૮ શ્રીનિધિઃ–લક્ષ્મીના ભંડાર અથવા આધાર, ૯ શ્રી વિભાવનઃ–મનુષ્યોને કર્માનુસાર વિવિધ લક્ષ્મી આપ નારા, ૬૧૦ શ્રીધરઃ–લક્ષ્મીને ધારણ કરનારા, ૧ શ્રીકરઃ–સ્તુતિ, સ્મરણ અને પૂજન કર્તા ભકતોનું કલ્યાણ કરનારા. ૨ શ્રેયઃ–કલ્યાણરૂપ, ૩ શ્રીમાન્ઃ–લક્ષ્મીવાન્, ૪ લોકત્રયાશ્રયઃ–ત્રણ લોકના આશ્રય. ૭૯

**स्वक्षः स्वंगः शतानंदो नंदिर्ज्योतिर्गणेश्वरः ॥**
**विजितात्मा विधेयात्मा सत्कीर्तिश्छिन्नसंशयः**

૫ સ્વક્ષઃ–સુંદર નેત્રવાળા, ૬ સ્વંગઃ–સુંદર અંગવાળા, ૭ શતાનન્દઃ–એકજ પરમાનંદ ઉપાધિ રૂપે સો પ્રકારે ભેદ પામનારા, ૮ નન્દિઃ–પરમાનન્દ સ્વરૂપ,

૯ જ્યોતિર્ગણેશ્વરઃ—ગ્રહ, નક્ષત્ર, તારા વિગેરે જ્યોતિઃ મંડળના સ્વામી, ૬૨૦ વિજિતાત્મા:—મનને નિગ્રહ કરનારા, ૧ વિધેયાત્મા:—કોઇની આજ્ઞામાં ન રહેનારા સ્વતંત્ર, ૨ સત્કીર્તિઃ—ઉત્તમ કીર્તિવાળા, ૩ છિન્નસંશયઃ—સંશય વિનાના. ૮૦

**उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः ॥**
**भूशयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः८१**

૪ ઉદીર્ણઃ—સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ, ૫ સર્વતશ્ચક્ષુઃ—સર્વ વસ્તુને સ્વચૈતન્યવડે જોનારા, ૬ અનીશઃ—જેનો કોઇપણ સ્વામી નથી એવા, ૭ શાશ્વતઃસ્થિરઃ—કોઈ પણ દિવસ વિકાર ન પામનારા, ૮ ભૂશયઃ—લંકાની શોધ વેળાએ સમુદ્રની તટ ભૂમિ ઉપર શયન કરનારા, ૯ ભૂષણઃ—ઘણા અવતારોથી પૃથ્વીને શોભા આપનારા, ૬૩૦ ભૂતિઃ—સર્વ વિભૂતિનાં કારણભૂત, ૧ વિશોકઃ—શોક રહિત, ૨ શોકનાશનઃ—ભક્તોના શોકનો નાશ કરનારા. ૮૧

**अर्चिष्मानर्चितःकुंभोविशुद्धात्मा विशोधनः॥**
**अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः ८२**

૩ અર્ચિષ્માનઃ—સૂર્ય, ચન્દ્ર આદિ તેજસ્વીઓમાં

મુખ્ય તેજસ્વી, ૪ અર્ચિ:–બ્રહ્મા આદિ, સર્વથી પૂજાતા, ૫ કુંભ:–કુંભની પેઠે સર્વ પ્રાણિઓના નિવાસ સ્થાન, ૬ વિશુદ્ધાત્મા:–ત્રણ ગુણ રહિત શુદ્ધ અંત:કરણવાળા, ૭ વિશોધન:–સ્મરણ માત્રથી પાપનો નાશ કરનારા, ૮ અનિરુદ્ધ:–ચાર વ્યૂહમાં અનિરુદ્ધ મૂર્તિ, ૯ અપ્રતિરથ:–જેનો કોઈ શત્રુ નથી એવા, ૬૪૦ પ્રદ્યુમ્ન:–ચાર વ્યૂહમાં પ્રદ્યુમ્નરૂપ, ૧ અમિતવિક્રમ:–અપાર પરાક્રમવાળા. ૮૨

**कालनेमिनिहा वीरः शौरिः शूरजनेश्वरः ॥**
**त्रिलोकात्मा त्रिलोकेशः केशवःकेशिहा हरिः**

૨ કાલનેમિનિહા:–કાલનેમિ નામના અસુરનો નાશ કરનારા, ૩ વીર:–શૂરવીર, ૪ શૌરિ:–શૂર:–કુળમાં જન્મેલા, ૫ શૂરજનેશ્વર:–ઇંદ્રાદિક શૂરવીરોના રાજા, ૬ ત્રિલોકાત્મા:–ત્રણ લોકના અંતરાત્મા, ૭ ત્રિલોકેશ:–ત્રણ લોકના ઇશ્વર, ૮ કેશવ:–ચંદ્ર, સૂર્ય આદિ તેજસ્વી પદાર્થો જેના કેશ છે તે અથવા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ નામની શક્તિઓ જેના કેશ છે તે, ૯ કેશિહા:–કેશિ દૈત્યને મારનારા, ૬૫૦ હરિ:–સંસારનો નાશ કરનારા. ૮૩

**कामदेवः कामपालः कामी कांतः कृतागमः ॥**
**अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतो धनंजयः ।८४।**

૧ કામદેવઃ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છાવાળાં મનુષ્યોએ ઇચ્છાતા પરમેશ્વર, ૨ કામપાલઃ—કામનાવાળાં મનુષ્યોની કામનાનું પોષણ કરનારા, ૩ કામીઃ—કામનાવાળા, ૪ કાંતઃ—બે પરાર્દ્ધ થયા પછી બ્રહ્માનો નાશ કરનારા, ૫ કૃતાગમઃ—શ્રુતિ, સ્મૃતિ આદિ રચનારા, ૬ અનિર્દેશ્યવપુઃ—ગુણાદિ રહિત હોવાથી જેનું શરીર આવું છે એમ કહી શકાય નહીં તેવા, ૭ વિષ્ણુઃ—સર્વત્ર વ્યાપક, ૮ વીરઃ—શૂરવીર, ૯ અનન્તઃ—છેડારહિત, ૬૬૦ ધનંજયઃ—અર્જુનરૂપ કે જેણે દિગ્વિજય વેળાએ ઘણું ધન જિત્યું હતુ તે. ૮૪

**ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः ॥**
**ब्रह्मविद्ब्राह्मणो ब्रह्मी ब्रह्मज्ञो ब्राह्मणप्रियः॥**

૧ બ્રહ્મણ્યઃ—બ્રાહ્મણ, વેદ અને ગાયની રક્ષા કરનારા, ૨ બ્રહ્મકૃત્‌ઃ—તપશ્ચર્યા આદિ કર્મમાર્ગ બાંધનારા વેદના કર્તા, ૩ બ્રહ્માઃ—સૃષ્ટિકર્ત્તા, ૪ બ્રહ્મઃ—સત્ય, જ્ઞાન

અને અનંતમૂર્ત્તિ, ૫ બ્રહ્મવિવર્ધન:–તપશ્ચર્યા આદિની વૃદ્ધિ કરનારા, ૬ બ્રહ્મવિત્:–વેદ અને તેના અર્થને યથાર્થ રીતે જાણનારા, ૭ બ્રાહ્મણ:–સર્વ વસ્તુને બ્રહ્મ રૂપે પ્રત્યક્ષ કરનારા, ૮ બ્રહ્મી:–બ્રહ્મ નામધારી, ૯ બ્રહ્મજ્ઞ:–બ્રહ્મવેત્તા, ૬૭૦ બ્રાહ્મણપ્રિય:–બ્રાહ્મણ જેને પ્રિય છે એવા અર્થાત બ્રાહ્મણ ઉપર પ્રેમ રાખનારા. ૮૫

**महाक्रमो महाकर्मा महातेजा महोरगः ॥**
**महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः ॥८६॥**

૧ મહાક્રમ:–મોટાં પગલાં ભરનારા, ૨ મહાકર્મા:–મોટાં કામ કરનારા. ૩ મહાતેજા:–મોટા તેજસ્વી, ૪ મહોરગ:–વાસુકીરૂપ, ૫ મહાક્રતુ:–મોટા યજ્ઞરૂપ જેમ કે અશ્વમેધ, ૬ મહાયજ્વા:–લોક સ્થિતિ જાળવવા માટે મોટા મોટા યજ્ઞો કરનારા, ૭ મહાયજ્ઞ:–મોટા યજ્ઞરૂપ, ૮ મહાહવિ:–સર્વ જગત્ રૂપી મોટું બળિદાન બ્રહ્માત્મા વિષે હોમાય છે તેથી મહાહવિ ૮૬

**स्तव्यःस्तवप्रियःस्तोत्रं स्तुतिःस्तोता रणप्रियः**
**पूर्णःपूरयितापुण्यःपुण्यकीर्तिरनामयः ॥८७॥**

૯ સ્તવ્ય:–સ્તુતિ કરવા યોગ્ય, ૬૮૦ સ્તવપ્રિય:–

જેને સ્તુતિ પ્રિય છે તે, ૧ સ્તોત્રઃ-ગુણ કીર્તન રૂપ, ૨ સ્તુતિઃ-સ્તુતિ ક્રિયા રૂપ, ૩ સ્તોતાઃ-સ્તુતિ કરનારા, ૪ રણપ્રિયઃ-રણ ઉપર પ્રેમ રાખનારા, ૫ પૂર્ણઃ-સર્વ કામનાથી પૂર્ણ, ૬ પૂરયિતાઃ-સર્વ કામના પૂરનારા, ૭ પુણ્યઃ-પુણ્યમૂર્તિ, ૮ પુણ્યકીર્ત્તિઃ-પવિત્ર કીર્ત્તિવાળા, ૯ અનામયઃ-આરોગ્યવાળા. ૮૭

**मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः ॥**

**वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः ॥८८॥**

૬૯૦ મનોજવઃ-મન જેવા વેગવાળા, ૧ તીર્થંકરઃ-ચૌદ વિદ્યાનો તથા લૌકિક વિદ્યાનો ઉપદેશ આપનારા તથા તીર્થોને રચનાર, ૨ વસુરેતાઃ-સુવર્ણ જેનું વીર્ય છે એવા, ૩ વસુપ્રદઃ-ધન આપનારા, ૪ વસુપ્રદઃભક્તોને મોક્ષરૂપી ધન આપનારા, ૫ વાસુદેવઃ-વસુદેવના પુત્ર, ૬ વસુઃ-માયાવડે પોતાનાં સ્વરૂપને ઢાંકનારા, ૭ વસુમનઃ-સર્વ વસ્તુમાં વસવા માટે ઇચ્છાવાળા અર્થાત્ પરબ્રહ્મરૂપ, ૮ હુવિઃ-બળિરૂપ. ૮૮

**सद्गतिः सत्कृतिः सत्तासद्भूतिःसत्परायणः ॥**

**शूरसेनो यदुश्रेष्ठःसन्निवासःसुयामुनः ॥८९॥**

૯ સદ્ગતિઃ-સત્પુરૂષોની ગતિ, ૭૦૦ સત્કૃતિઃ-

જગત્‌ની ઉત્પતિ આદિ સત્કાર્ય કરનારા, ૧ સત્તા:- અનુભવ મૂર્તિ અથવા સર્વત્ર વિદ્યમાનપણાથી સત્તા-રૂપ, ૨ સદ્‌ભૂતિ:-ઉત્તમ વિભૂતિરૂપ અથવા સર્વના આત્મારૂપ, ૩ સત્પરાયણ:-સત્પુરુષોનું ઉત્તમ નિવાસ-સ્થાન, ૪ શૂરસેન:-શૂરવીર સેનાવાળા, ૫ યદુશ્રેષ્ઠ:-યાદવ વંશમાં શ્રેષ્ઠ, ૬ સન્નિવાસ:-વિદ્વાનોના આશ્રય-રૂપ, ૭ સુયામુન:-યમુનાને નિર્વિષ કરીને તેને નિર્મળ કરનારા. ૮૯

**भूतावासो वासुदेवः सर्वासुनिलयो नलः ॥**
**दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथपराजितः ॥९०॥**

૮ ભૂતાવાસ:-પ્રાણીઓના મુખ્ય નિવાસસ્થાન, ૯ વાસુદેવ:-માયાવડે જગત્‌નું આચ્છાદન કરનારા, ૭૧૦ સર્વાસુનિલય:-સર્વ પ્રાણોના નિવાસસ્થાન, ૧ અનલ:-આઢળક બળ સંપત્તિવાળા, ૨ દર્પહા:-પાખંડીઓના ગર્વનો નાશ કરનારા, ૩ દર્પદ:-પાપી-ઓના ગર્વનો નાશ કરનારા અથવા ભક્ત જનોને ગર્વ આપનારા, ૪ દૃપ્ત:-નિત્ય હર્ષમાં મગ્ન, ૫ દુર્ધર:-મહા કષ્ટવડે હૃદયમાં ધારી શકાય તેવા, ૬ અપરાજિત:-ક્યાંઈ પણ નહિં હારેલા, ૯૦

**विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ॥**
**अनेकमूर्तिरव्यक्तःशतमूर्तिः शताननः ॥९१॥**

૭ વિશ્વમૂર્તિઃ–વિશ્વરૂપ વિરાટ્ સ્વરૂપ, ૮ મહામૂર્તિઃ–મોટી મૂર્તિવાળા, ૯ દીપ્તમૂર્તિઃ–જ્ઞાન સ્વરૂપ, ૭૨૦ અનેકમૂર્ત્તિઃ–અનેક સ્વરૂપ, ૨ અવ્યક્તઃ–'આવા છે,' એમ ન જણાતા નિરાકાર, ૩ શતમૂર્ત્તિઃ–અનંત મૂર્તિવાળા, ૪ શતાનનઃ–અનંત મુખવાળા. ૫૧

**एकोऽनेकः सवः कः किं यत्तत्पदमनुत्तमम् ॥**
**लोकबंधुर्लोकनाथो माधवो भक्तवत्सलः ।९२।**

૫ એકઃ–સજાતીય વિજાતીય ભેદ રહિત હોવાથી એક સ્વરૂપ શ્રુતિ કહે છે કે, 'एकमेवाद्वियं ब्रह्म' ૬ અનેકઃ–માયાને લીધે અનન્તરૂપ, ૭ સવઃ–જેમાં સોમ નામની ઔષધીનો રસ કાઢવામાં આવે છે, તે યજ્ઞરૂપ. ૮ કઃ–સુખ સ્વરૂપ. ૯ કિમ્–સર્વ પુરુષાર્થ રૂપ હોવાથી બ્રહ્મસ્વરૂપ. ૭૩૦ યત્–यतो व इमानि भूतानि जायन्ते ઈત્યાદિ શ્રુતિઓમાં સ્વતઃ સિદ્ધ વસ્તુને કહેનારા યત્ શબ્દ વડે જણાતા, ૧ તત્–જગત્‌નો વિસ્તાર કરનારા પરબ્રહ્મ રૂપ. ૨ અનુત્તમપદઃ–મુમુ-

ક્ષુઓએ પામવા યોગ્ય સર્વોત્કૃષ્ટ સ્થાન, ૩ **લોકબંધુઃ**-જગત્‌ના બંધુ, ૪ **લોકનાથઃ**-લોકના સ્વામી, ૫ **માધવઃ**-મધુકુળમાં જન્મેલા, ૬ **ભક્તવત્સલઃ**-ભક્ત જન ઉપર પ્રેમ રાખનારા. ૯૨

**सुवर्णवर्णो हेमांगो वरांगश्चंदनांगदी ॥**
**वीरहा विषमःशून्यो घृताशीरचलश्चलः ।९३।**

૭ **સુવર્ણવર્ણઃ**-સુવર્ણ જેવા પીળા રંગવાળા, ૮ **હેમાંગઃ**-સુવર્ણના જેવાં ચળકતાં અંગવાળા, ૯ વરાંગઃ-સુંદર અંગવાળા ૭૪૦ ચંદનાંગદીઃ-ચંદનથી અર્ચેલાં અંગવાળા, ૧ વીરહાઃ-ધર્મના રક્ષણ માટે વીર પુરુષોનો નાશ કરનારા, ૨ વિષમઃ-સર્વથી વિલક્ષણ, ૩ શૂન્યઃ-સર્વ વિશયથી રહિત હોવાથી શૂન્ય. ૪ ઘૃતાશીઃ-ભક્તજનોની પ્રાર્થના ગ્રહણ કરનારા, અને અઘૃતાશી એવાં પદમાં કોઇની પણ પ્રાર્થના ન કરનારા, ૫ અચલઃ-સ્થિર, ૬ ચલઃ-પવન રૂપે સર્વત્ર ગતિ કરનારા.

**अमानी मानदो मान्योलोकस्वामीत्रिलोकधृक्**
**सुमेधा मेधजो धन्यःसत्यमेधा धराधरः ॥९४।**

૭ અમાનીઃ-માન રહિત, ૮ માનદઃ-અભિમાનિ-

ઓના માનનું ખંડન કરનારા, ૯ માન્યઃ–સર્વને માન્ય, ૭૫૦ લોકસ્વામીઃ–ત્રણ લોકના અધિપતિ, ૧ ત્રિલોકધૃક્ઃ–ત્રણ લોકને ધારણ કરનારા, ૨ સુમેધાઃ–સારી બુદ્ધિવાળા, ૩ મેધજઃ–યજ્ઞમાં ઉત્પન્ન થનારા, ૪ ધન્યઃ–ભાગ્યશાળી, ૫ સત્યમેધાઃ–સત્ય બુદ્ધિવાળા, ૬ ધરાધરઃ–શેષ આદિથી પૃથિવીને ધારણ કરનારા. ૯૪

**तेजोवृषो द्युतिधरः सर्वशस्त्रभृतांवरः ॥**
**प्रग्रहो निग्रहो व्यग्रो नैकशृंगो गदाग्रजः ॥९५॥**

૭ તેજોવૃષઃ–નિત્ય આદિત્યરૂપે વર્ષનારા, ૮ દ્યુતિધરઃ–કાંતિવાળા, ૯ સર્વ શસ્ત્રભૃતાંવરઃ–સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ. ૭૬૦ પ્રગ્રહઃ–ભક્તોએ અર્પણ કરેલાં પત્ર, પુષ્પ વગેરે ગ્રહણ કરનારા, ૧ નિગ્રહઃ–સર્વને નિગ્રહ કરનારા, ૨ વ્યગ્રઃ–અવિનાશી, ૩ નૈકશૃંગઃ–નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત, એ ચાર શીંગડાંવાળા, ૪ ગદાગ્રજઃ–ગદના મોટા બંધુ. ૯૫

**चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः ॥**
**चतुरात्मा चतुर्भावश्चतुर्वेदविदेकपात् ॥९६॥**

૫ ચતુર્મૂર્તિઃ–વિરાટ્, સૂત્રાત્મા, પ્રાકૃત્ત અને તુરીય

ષાત્મા એમ ચાર મૂર્તિવાળા. ૬ ચતુર્બાહુઃ—ચતુર્ભુજ રૂપ ૭ ચતુર્વ્યૂહઃ—પુરુષ, છંદ પુરુષ, વેદપુરુષ અને મહાપુરુષ એમ ચાર વ્યૂહવાળા, ૮ ચતુર્ગતિ ચાર આશ્રમની અને ચાર વર્ણની ગતિરૂપ, ૯ ચતુરાત્માઃ—મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત આ ચાર રૂપે પ્રકાશતા, ૭૭૦ ચતુર્ભાવઃ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપે રહેલા, ૧ ચતુર્વેદવિત્‌ઃ—ચાર વેદ જાણનારા ૨ એકપાદ્‌ઃ—એક ચરણવાળા. શ્રુતિ કહે છે કે, पादोऽस्य विश्वाभूतानि. ૯૬

**समावर्त्तोऽनिवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः ॥**
**दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ।९७।**

૩ સમાવર્ત્તઃ—સંસાર ચક્રને ચલાવનારા, ૪ અનિવૃત્તાત્માઃ—સર્વત્ર હોવાથી નિવૃત્તિવાળો નથી આત્મા જેનો એવા, ૫ દુર્જયઃ—કોઇથી જિતી શકાય નહીં તેવા, ૬ દુરતિક્રમઃ—ઉલ્લંઘન કરી શકાય નહી તેવી આજ્ઞાવાળા, ૭ દુર્લભઃ—દુર્લભ એવી ભક્તિ વડેમળી શકે તેવા, ૮ દુર્ગમઃ—કષ્ટ વડે જાણી શકાય તેવા, ૯ દુર્ગઃ—દુખે કરી ન મળી શકે તેવા, ૭૮૦ દુરાવાસઃ—સમાધિ વડે યોગીઓથી જાણી શકાય તેવા, ૧ દુરારિહાઃ—દુષ્ટ દૈત્યોનો નાશ કરનારા, ૯૭

**शुभांगो लोकसारंगःसुतंतुस्तंतुवर्धनः ॥**
**इंद्रकर्मा महाकर्मा कृतकर्मा कृतागमः ॥९८॥**

૨ શુભાંગઃ-સુંદર અંગવાળા, ૩ લોકસારંગઃ-લોકોના સારને ગ્રહણ કરનારા, ૪ સુતંતુઃ-સંસારને સારી રીતે વિસ્તાર કરનારા, ૫ તંતુવર્ધનઃ-સંસારને વધારનારા, ૬ ઈન્દ્રકર્માઃ-ઈન્દ્રના જેવું કર્મ કરનારા, ૭ મહાકર્માઃ-પંચ મહાભૂતોને તથા મહા કર્મોને કરનારા, ૮ કૃતકર્માઃ-કામ કરનારા, ૯ કૃતાગમઃ-વેદ શાસ્ત્ર રચનારા. ૯૮

**उद्भवः सुंदर सुंदो रत्ननाभः सुलोचनः ॥**
**अर्को वाजसनः शृंगी जयंतःसर्वविज्जयि ९९**

૭૯૦ ઉદ્ભવઃ-ઉત્કૃષ્ટ જન્મવાળા, ૧ સુન્દરઃ-અત્યંત શોભાવાળા, ૨ સુન્દઃ-કરુણાશાળી. ૩ રત્ન-નાભઃ-રત્ન જેવી સુંદર નાભીવાળા, ૪ સુલોચનઃ-સુંદર નેત્રવાળા, ૫ અર્કઃ-બ્રહ્માદિક પૂજ્ય પુરુષોએ પૂજવા યોગ્ય અથવા સૂર્ય મૂર્તિ. ૬ વાજસનઃ-યાચ-કોને અન્ન આપનારા. ૭ શૃંગીઃ-મત્સ્યાવતારમાં શૃંગવાળા, ૮ જયંતઃ-શત્રુઓને પરાજય કરનારા. ૯ સર્વવિજ્જયીઃ-સર્વ વેત્તા તથા વિજય કર્તા. ૯૯

**सुवर्णबिंदुरक्षोभ्यः सर्ववागीश्वरेश्वरः ॥**
**महाह्रदो महागर्तो महाभूतो महानिधिः १००**

૮૦૦ સુવર્ણબિન્દુઃ—સુંદર વર્ણવાળા અને અનુસ્વારવાળા મંત્રરૂપ. ૧ અક્ષોભ્યઃ—દૈત્યોથી તિરસ્કારી શકાય નહીં તેવા, ૨ સર્વવાગીશ્વરેશ્વરઃ—સર્વ બ્રહ્માદિ દેવતાઓના પણ ઈશ્વર. ૩ મહાહ્રદઃ—આનંદરૂપી મોટા હ્રદ ( ધરા ) માં લીન રહેનારા, ૪ મહાગર્તઃ—મોટા ખાડાના જેવી દુસ્તર માયાવાળા, ૫ મહાભૂતઃ—ત્રણુ કાળે પણુ જેનું સ્વરૂપ જણાય નહીં એવા, ૬ મહાનિધિઃ—સર્વ પ્રાણીઓ જેમાં લય થાય છે એવા એક મોટા નિધિરૂપ. ૧૦૦

**कुमुदः कुंदरः कुंदः पर्जन्यः पावनोऽनिलः ॥**
**अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्वतोमुखः ॥१॥**

૭ કુમુદઃ—પૃથ્વીના ભારને ઉતારીને તેને રંજન કરનારા, ૮ કુન્દરઃ—કુંદ પુષ્પના સમાન શુદ્ધફળો આપનારા, ૯ કુન્દઃ—સ્ફટિક મણિના જેવા નિર્મળ અથવા કશ્યપને પૃથ્વી દેનારા, ૮૧૦ પર્જન્યઃ—મેઘની પેઠે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ નામના ત્રણુ

તાપને ટાળનારા, ૧ પવનઃ—સ્મરણ માત્રમાં પવિત્ર કરનારા, ૨ અનિલઃ—નિત્ય જાગ્રત રહેનારા, ૩ અમૃતાંશઃ—જ્ઞાનરૂપી અમૃતના અંશ, ૪ અમૃતવપુઃ—અવિનાશી શરીરવાળા, ૫ સર્વજ્ઞઃ—સર્વને જાણનારા, ૬ સર્વતોસુખઃ—સર્વત્ર સુખવાળા, ૧૦૧

सुलभः सुव्रतः सिद्धः शत्रुजिच्छत्रुतापनः ॥
न्यग्रोधोदुंबरोऽश्वत्थश्चाणूरांध्रनिषूदनः ॥२॥

૭ સુલભઃ—સુખથી મળી શકે તેવા, ૮ સુવ્રતઃ—સુંદર વ્રતધારી, ૯ સિદ્ધઃ—સિદ્ધિઓને સંપાદન કરનારા, ૮૨૦ શત્રુજિત્ઃ—શત્રુનો પરાજય કરનારા, ૧ શત્રુતાપનઃ—શત્રુને તપાવનારા, ૨ ન્યગ્રોધઃ—વટમૂર્તિ, ૩ ઉદુંબરઃ—ઊંબરાનાં સ્વરૂપ, ૪ અશ્વત્થઃ—પીપળા રૂપ. ૫ ચાણૂરાંધ્રનિષૂદનઃ—ચાણૂર નામના આંધ્ર દેશ વાસી દૈત્યનો નાશ કરનારા. ૧૦૨

सहस्राजिः सप्तजिह्वः सप्तैधाः सप्तवाहनः ॥
अमूर्तिरनघोऽचिंत्यो भयकृद्भयनाशनः ॥३॥

૬ સહસ્રાજિઃ—હજારો જ્વાળાવાળા. ૭ સપ્તજિહ્વઃ—કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, ધૂમ્ર-

વર્ણા, સ્ફુલિંગિની અને વિશ્વરુચિ એવાં નામની સાત જીભવાળા. ૮ સમૈધાઃ–સાતજિહ્વાવડે સર્વનું ભક્ષણ કરનારા, ૯ સમવાહનઃ–સાત ઘોડાવાળા, ૮૩૦ અમૂર્તિઃ–નિરાકાર, ૧ અનઘઃ–દોષ રહિત, ૨ અચિંત્યઃ–વિચારમાં આવી શકે નહીં તેવા, ૩ ભયકૃત્ઃ–દુષ્ટોને ભય કરનારા, ૪ ભયનાશનઃ–ભકતોના ભયનો નાશ કરનારા. ૧૦૩

अणुर्बृहत्कृशःस्थूलो गुणभृन्निर्गुणो महान्॥
अधृतःस्वधृतःस्वास्यःप्राग्वंशो वंशवर्धनः।४।

૫ અણુઃ–સૂક્ષ્મમાં પણ સૂક્ષ્મમૂર્તિ, ૬ બૃહત્ઃ–મહામૂર્તિ, ૭ કૃશઃ–સૂક્ષ્મ, ૮ સ્થૂલઃ–સર્વે બ્રહ્માંડમૂર્તિ, ૯ ગુણભૃત્ઃ–ઉત્પત્તિ, સ્થિતિ અને લય માટે સત્વ, રજ અને તમોગુણને ધારણ કરનારા, ૮૪૦ નિર્ગુણઃ–ગુણ રહિત, ૧ મહાન્ઃ–નિર્ગુણ, નિરતિશય તથા સૂક્ષ્મ હોવાથી મહત્તાવાળા, ૨ અધૃતઃ–આધારભૂત પૃથિવી આદિકને ધારણ કરનારા, ૩ સ્વધૃતઃ–પોતાના આત્મા વડે પોતાને ધારણ કરનારા, ૪ સ્વાસ્યઃ–સુંદર મુખવાળા, ૫ પ્રાગ્વંશઃ–યજ્ઞ કર-

નારાઓની પૂર્વ તરફ મુખવાળી વિશ્રામશાળા, તે રૂપ, ૬ વંશવર્ધનઃ—વંશોને વધારનારા. ૧૦૪

भारभृत्कथितो योगी योगीशः सर्वकामदः ॥
आश्रमः श्रमणः क्षामःसुपर्णो वायुवाहनः॥१॥

૭ ભારભૃત્ઃ—પૃથિવીના ભારને ધારણ કરનારા, ૮ કથિતઃ—વેદોમાં ગવાયલા, ૯ યોગીઃ—યોગધારી, ૮૫૦ યોગીશઃ—યોગીઓના પતિ, ૧ સર્વકામદઃ—સર્વ કામનાને પૂરનારા અથવા સર્વ કામના—વાસનાનો નાશ કરનારા, ૨ આશ્રમઃ—સંસારરૂપી અરણ્યમાં ભટકતા પ્રાણીઓના વિશ્રામરૂપ, ૩ શ્રમણઃ—અવિવેકિયોને સંતાપનારા, ૪ ક્ષામઃ—સર્વ પાપિયોનો ક્ષય કરનારા, ૫ સુવર્ણઃ—સુંદર પાંખવાળા, અથવા વેદરૂપી પાંખવાળા, ૬ વાયુવાહનઃ—વાયુને પણ ગતિમાન્ કરનારા. ૧૦૫

धनुर्धरोः धनुर्वेदो दंडोदमयिता दमः ॥
अपराजितः सर्वसहो नियंता नियमो यमः ॥

૭ ધનુર્ધરઃ—ધનુર્ધારી, ૮ ધનુર્વેદઃ—ધનુર્વિદ્યા જાણ-

નારા, ૯ દંડઃ-શિક્ષામૂર્તિ, ૮૯૦ દમયિતાઃ-વૈવસ્વત આદિ રાજાઓરૂપે શિક્ષા કરનારા, ૧ દમઃ-શિક્ષા કરવા યોગ્યને દમનારા ૨ અપરાજિતઃ-શત્રુઓથી પરાજય પામે નહીં એવા અર્થાત્ સમર્થ, ૩ સર્વ-સહઃ-સર્વને સહન કરનારા, ૪ નિયંતાઃ-નિયમમાં રાખનારા, ૫ નિયમઃ-યોગના અંગરૂપ અથવા અનિયમ કેતાં સર્વતંત્ર સ્વતંત્ર, ૬ યમઃ-યોગના અંગરૂપ અથવા સર્વને નિયમમાં રાખનારા. ૧૦૬

**सत्ववान् सात्विकः सत्य सत्यधर्मपरायणः ॥**
**अभिप्रायःप्रियार्होऽर्हःप्रियकृत्प्रीतिवर्धनः७**

૭ સત્વવાન્ઃ-શૌર્ય વગેરે સત્વવાળા. ૮ સા-ત્વિકઃ-સત્વગુણમાં વસનારા, ૯ સત્યઃ-સાધુ પુરુષો ઉપર કૃપા કરનારા, ૮૧૦ સત્યધર્મપરાયણઃ-સત્ય ધર્મના આધીન, ૧ અભિપ્રાયઃ-પુરુષના અભિપ્રાયરૂપ અથવા પુરુષાએ ઇચ્છાતા. ૨ પ્રિયાર્હઃ-પ્રિયવસ્તુને યોગ્ય, ૩ અર્હઃ-પૂજવા યોગ્ય ૪ પ્રિયકૃત્ઃ-ભક્તોનું ભલું કરનારા. ૫ પ્રીતિવર્દ્ધનઃ-પ્રેમને વધાર-નારા. ૧૦૭

**विहायसगतिर्ज्योतिः सुरुचिर्हुतभुग्विभुः ॥**
**रविर्विरोचनःसूर्यः सविता रविलोचनः ॥८॥**

६ વિહાયસગતિઃ—આકાશચારી. ૭ જ્યોતિઃ—સ્વયંપ્રકાશ, ૮ સુરુચિઃ—સુંદર કાંતિવાળા, ૯ હુતભુક્ઃ—યજ્ઞોમાં દેવોને ઉદ્દેશીને નાખેલા બળિને અગ્નિરૂપ ખાનારા, ૮૮૦ વિભુઃ—વ્યાપક, ૧ રવિઃ—સૂર્ય, ૨ વિરોચનઃ—વિવિધ પ્રકારે પ્રકાશ કરનારા, ૩ સૂર્યઃ—લક્ષ્મી ( શોભાદેવી ) ને ઉત્પન્ન કરનારા. ૪ સવિતાઃ—સર્વ જગત્‌ના ઉત્પન્ન કરનારા, ૫ રવિલોચનઃ—સૂર્ય છે નેત્ર જેનાં એવા, ૧૦૮

**अनंतो हुतभुग्भोक्ता सुखदो नैकजोग्रजः ॥**
**अनिर्विण्णःसदामर्षी लोकाधिष्ठानमद्भुतः ॥९**

૬ અનંતઃ—છેડા રહિત. ૭ હુતભુક્ઃ—હુતદ્રવ્યને ખાનારા, ૮ ભોક્તાઃ—માયાના ભોક્તા, ૯ સુખદઃ—ભક્તોને સુખ આપનારા, ૮૯૦ નૈકજઃ—ધર્મ રક્ષા માટે અનંતવાર જન્મ લેનારા, ૧ અગ્રજઃ—હિરણ્યગર્ભરૂપઆદિ મૂર્તિ, શ્રુતિ કહેછે કે, 'हिरण्यगर्भः समवर्त्तताग्रे' ૨ અનિર્વિણ્ણઃ—પૂર્ણ કામનાવાળા હોવાથી ખેદ

વિનાના, ૩ સહામર્ષી:-સત્પુરુષો ઉપર ક્ષમા કરનારા, ૪ લોકાધિષ્ઠાનઃ-લોકોના આધારભૂત બ્રહ્મમૂર્ત્તિ, ૫ અદ્ભુતઃ-સર્વથી વિલક્ષણ, ગીતામાં પોતેજ કહે છે કે, 'आश्चर्यवत्पश्यति कश्चिदेनम्,' આ વચન પ્રમાણે છે. ૧૦૯

**सनात्सनातनतमः कपिलः कपिरव्ययः ॥**
**स्वस्तिदःस्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्ति दक्षिणः ॥ ११० ॥**

૬ સનાત્:-નિત્ય પુરાણુ પુરુષ, ૭ સનાતનતમઃ-બ્રહ્મા આદિક પુરાતન હેવો કરતાં પણ પુરાતન, ૮ કપિલઃ-સાંખ્યશાસ્ત્ર રચનારા કપિલમૂર્ત્તિ, ૯ કપિઃ-વરાહનું રૂપ ધારણ કરનારા, ૯૦૦ અવ્યયઃ-અવિનાશી, ૧ સ્વસ્તિદઃ-ભકતોનું કલ્યાણ કરનારા, ૨ સ્વસ્તિકૃત:-સર્વનુ કલ્યાણ કર્તા, ૩ સ્વસ્તિઃ-કલ્યાણમૂર્તિ, ૪ સ્વસ્તિભુક્:-કલ્યાણના ભોક્તા, ૫ સ્વસ્તિદક્ષિણઃ-કલ્યાણ કરનારા સમર્થ અથવા શીઘ્રતાથી કલ્યાણ કરનારા. ૧૧૦

**अरौद्रः कुंडली चक्री विक्रम्यूर्जितशासनः ॥**
**शब्दातिगःशब्दसहःशिशिरःशर्वरीकरः ११**

૬ અરૌદ્રઃ—રાગ દ્વેષથી રહિત હોવાને લીધે શાંત મૂર્ત્તિ ૭ કુણ્ડલીઃ—કુંડલ ધારણ કરનારા, ૮ ચક્રીઃ—ચક્ર ધારણ કરનારા, ૯ વિક્રમીઃ—મહા પરાક્રમવાળા, ૫૧૦ ઊર્જિતશાશનઃ—શ્રેષ્ઠ આજ્ઞાવાળા, ૧ શબ્દાતિગઃ—શબ્દોથી બોલી શકાય નહીં તેવા અર્થાત્ જેનું નામ કે મહિમા કહેવાને શબ્દ સમર્થ નથી તેવા, ૨ શબ્દસહઃ—સર્વે વેદો જેનો મહિમા ગાય છે તેવા, ૩ શિશિરઃ—ત્રણ તાપની શાંતિ કરનારા, ૪ શર્વરીકરઃ—સંસારીઓને આત્મજ્ઞાન રાત્રિ છે અને યોગીઓને સંસાર રાત્રિ છે, આ બન્ને રાત્રિઓને કરનારા. ૧૧૧

**अक्रूरः पैशलो दक्षो दक्षिणः क्षमिणांवरः ॥**
**विद्वत्तमो वीतभयः पुण्यश्रवणकीर्तनः ॥१२॥**

૫ અક્રૂરઃ—ક્રૂરતા રહિત—કોમળ, ૬ પેશલઃ—મન, વાણી તથા કર્મવડે શોભાયમાન, ૭ દક્ષઃ—કાર્ય કુશળ, ૮ દક્ષિણઃ—કાર્ય કુશળ અથવા શત્રુનો સંહાર કરનારા, ૯ ક્ષમિણાંવરઃ—ક્ષમાવંતોમાં ઉત્તમ,

૫૨૦ વિદ્વત્તમઃ-મહાવિદ્યાવાળા, ૧ વીતભયઃ-ભય રહિત, ૨ પુણ્યશ્રવણકીર્ત્તનઃ-જેમનાં નામનું શ્રવણ, કીર્ત્તન પવિત્ર છે એવા. ૧૧૨

**उत्तारणो दुष्कृतिहा पुण्यो दुःस्वप्ननाशनः॥**
**वीरहा रक्षणःसंतो जीवनःपर्यवस्थितः॥१३॥**

૩ ઉત્તારણઃ-સંસાર સાગરમાંથી તારનારા, ૪ દુષ્કૃતિહાઃ-પાપનો નાશ કરનારા, ૫ પુણ્યઃ-શ્રુતિ, સ્મૃતિ આદિથી પુણ્યનો ઉપદેશ કરનારા, ૬ દુઃસ્વપ્ન નાશનઃ-દુષ્ટ સ્વપ્નનો નાશ કરનારા, ૭ વીરહાઃ-શૂરવીર એવા દૈત્યોનો નાશ કરનારા, ૮ રક્ષણઃ-રક્ષા કરનારા ૯ સંતઃ-લોકોને શિક્ષા આપવા માટે સન્માર્ગે વર્તનારા, ૫૩૦ જીવનઃ-પ્રાણરૂપે સર્વને જીવાડનારા, ૧ પર્યવસ્થિતઃ-વિશ્વમાં ચારે તરફથી વ્યાપી રહેલા, ૧૧૩

**अनंतरूपोऽनंतश्रीर्जितमन्युर्भयापहः ॥**
**चतुरस्रोगभीरात्मा विदिशो व्यादिशो दिशः**

૨ અનંતરૂપઃ-અસંખ્યરૂપ ધારણ કરનારા, ૩ અનંતશ્રીઃ-અપાર શોભાવાળા, ૪ જિતમન્યુઃ-ક્રોધનો

વિજય કરનારા, ૫ ભયાપહઃ-ભક્તનાં ભયનો નાશ કરનારા, ૬ ચતુરસ્રઃ-ચાર વેદો જેના ચાર ખુણા છે એવા અથવા મંગળમૂર્તિ, ૭ ગભીરાત્મા-ગંભીર-સ્વરૂપવાળા, માપવામાં આવે નહીં તેવા, ૮ વિદિશઃ-અધિકારીઓને વિશેષે કરીને જૂદાં જૂદાં ફળો આપનારા, ૯ વ્યાદિશઃ-ઇંદ્રાદિક દેવોને વિવિધ આજ્ઞા કરનારા, ૫૪૦ દિક્ઃ-દિશામૂર્ત્તિ. ૧૧૪

**अनादिर्भूर्भुवो लक्ष्मीः सुवीरो रुचिरांगदः ॥**
**जननो जनजन्मादिर्भीमो भीमपराक्रमः ॥१९**

૧ અનાદિઃ-જેનો કોઈ પણ આદિ નથી તેવા, ૨ ભૂઃ-પૃથ્વીરૂપ, ૩ ભૂવોલક્ષ્મીઃ-પૃથિવીની શોભા-રૂપ, ૪ સુવીરઃ-સારા સુભટ અથવા વિવિધ પ્રકારની ગતિવાળા, ૫ રૂચિરાંગદઃ=સુંદર બાજુબંધવાળા, ૬ જનનઃ-પ્રાણી માત્રને ઉત્પન્ન કરનારા, ૭ જન્માદિઃ-મનુષ્યોની ઉત્પત્તિના કારણરૂપ, ૮ ભીમઃ-ભયંકર, ૯ ભીમપરાક્રમઃ-ભયંકર પરાક્રમવાળા. ૧૧૫

**आधारनिलयो धाता पुष्पहासःप्रजागरः ॥**
**ऊर्ध्वगः सत्पथाचारःप्राणदः प्रणवः पणः१६**

૫૫૦ આધારનિલય:-પૃથિવી આદિ પંચમહાભૂતોનો આધારસ્થાન, ૧ ધાતાઃ-સર્વને ધારણ કરનારા, ૨ પુષ્પહાસ:-પુષ્પના જેવું શ્વેત હાસ્ય કરનારા અથવા તો મુકુલ રૂપે રહેલાં પુષ્પોનાં હાસ્યની પેઠે પ્રપંચ રૂપે સૌને હસાવનારા, ૩ પ્રજાગર:-નિરંતર જાગૃત રહેનારા, ૪ ઉર્ધ્વગ:- સર્વની ઉપર રહેનારા, ૫ સત્પથાચાર:-સન્માર્ગ ઉપર આચરણ કરનારા, ૬ પ્રાણદ:-પ્રાણ આપનારા અર્થાત્ જીવાડનારા, ૭ પ્રણવ:-ૐકાર રૂપ, ૮ પણ:-વ્યવહાર કરનારા. ૧૧૬

**प्रमाणं प्राणनिलयः प्राणभृत्प्राणजीवनः ॥**
**तत्त्वं तत्त्वविदेकात्मा जन्ममृत्युजरातिगः१७**

૯ પ્રમાણ:-પ્રમાણમૂર્ત્તિ, ૫૬૦ પ્રાણનિલય:-પ્રાણાદિકના આધારભૂત, ૧ પ્રાણભૃત્:-દશ પ્રાણોનું પોષણ કરનારા, ૨ પ્રાણજીવન:-પ્રાણીઓને દશ પ્રાણોવડે જીવાડનારા, ૩ તત્ત્વ:-તત્ત્વમૂર્ત્તિ, ૪ તત્ત્વવિત્:-તત્ત્વવેત્તા, ૫ એકાત્મા:-એક આત્મારૂપ, ૬

**જન્મમૃત્યુજરાતિગઃ**—જન્મમૃત્યુ અને વૃદ્ધાવસ્થાનું ઉલ્લંઘન કરનારા. ૧૧૭

**भूर्भुवःस्वस्तरुस्तारः सपिता प्रपितामहः ॥**
**यज्ञो यज्ञपतिर्यज्वा यज्ञांगो यज्ञवाहनः ॥११८॥**

૭ **ભૂર્ભુવઃસ્વસ્તરુઃ**—"ભૂર્ભુવઃસ્વઃ" આ ત્રણ વ્યાહૃતિવડે હોમાદિકથી ત્રણ જગતનો ઉદ્ધાર કરનાર અથવા ભૂર્ભુવર્ અને સ્વર્ લોકમાં વૃક્ષની પેઠે વ્યાપેલા, ૮ **તારઃ**—સંસારસાગરમાંથી તારનારા, અથવા ૐકારમૂર્ત્તિ, ૯ **સપિતાઃ**—સર્વ લોકના પિતા, ૯૭૦ **પ્રપિતામહઃ**—બ્રહ્માના પણ પિતામહ, ૧ **યજ્ઞઃ**—યજ્ઞમૂર્તિ, ૨ **યજ્ઞપતિઃ**—યજ્ઞના અધિપતિ, ૩ **યજ્વાઃ**—યજમાન, ૪ **યજ્ઞાંગઃ**—યજ્ઞો જેનાં અંગો છે તે, ૫ **યજ્ઞવાહનઃ**—ફળ આપનારા યજ્ઞોને ગ્રહણ કરનારા. ૧૧૮

**यज्ञभृद्यज्ञकृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः ॥**
**यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नाद एव च ॥ ११९ ॥**

૬ **યજ્ઞભૃત્**—યજ્ઞનું પોષણ કરનારા અથવા યજ્ઞનું રક્ષણ કરનારા, ૭ **યજ્ઞકૃત્**—દક્ષના યજ્ઞનો નાશ

કરનારા અથવા યુગના આરંભમાં યજ્ઞ કરનારા, ૮ યજ્ઞમૂર્તિઃ-યજ્ઞરૂપ, ૯ યજ્ઞભુક્ઃ-યજ્ઞના ભોક્તા, ૫૮૦ યજ્ઞસાધનઃ-યજ્ઞોના સાધનરૂપ, ૧ યજ્ઞાંતકૃત્ઃ-યજ્ઞને અંતે ફળ આપનારા અથવા પૂર્ણાહુતિવડે યજ્ઞને સંપૂર્ણ કરનારા, ૨ યજ્ઞગુહ્યઃ-યજ્ઞમાં ગુપ્ત રહેનારા-બ્રહ્મસ્વરૂપ, ૩ અન્નઃ-અન્નમૂર્તિ, ૪ અન્નાદઃ-અન્નનું ભક્ષણ કરનારા. ૧૧૯

**आत्मयोनिःस्वयंजातो वैखानः सामगायनः॥**
**देवकीनंदनः स्रष्टा क्षितीशः पापनाशनः १२०**

૫ આત્મયોનિઃ-આત્માના ઉપાદાન કારણરૂપ, ૬ સ્વયંજાતઃ-સ્વયંભુ, ૭ વૈખાનઃ-પાતાલવાસી હિરણ્યાક્ષનો નાશ કરવા માટે પૃથ્વીને ખોતરનારા, ૮ સામગાયનઃ-સામવેદનું ગાયન કરનારા, ૯ દેવકીનંદનઃ-દેવકીના પુત્ર, ૫૯૦ સ્રષ્ટાઃ-જગતને સરજનારા, ૧ ક્ષિતીશઃ-પૃથ્વીના પતિ, ૨ પાપનાશનઃ-પાપનો નાશ કરનારા. ૧૨૦.

**शंखभृन्नंदकी चक्री शार्ङ्गधन्वा गदाधरः॥**
**रथांगपाणिरक्षोभ्यः सर्वप्रहरणायुधः ॥२१॥**

૩ શંખભૃત્ઃ-શંખ ધારણ કરનારા, ૪ નંદકીઃ-

નંદક નામની તરવાર ધારણ કરનારા, ૫ ચક્રી:—ચક્ર-ધારણ કરનારા, ૬ શાર્ઙ્ગધન્વા:—શાર્ઙ્ગ નામનું ધનુષ્ ધરનારા, ૭ ગદાધર:—ગદાને ધારણ કરનારા, ૮ રથાંગપાણિ:—હાથમાં રથનું ચક્ર ધારણ કરનારા, ૯ અક્ષોભ્ય:—નિડર. કોઇથી ક્ષુબ્ધ કરી શકાય નહીં તેવા, ૧૦૦૦ સર્વપ્રહરણાયુધ:—સર્વ પ્રકારનાં શસ્ત્રો જેમનાં આયુધો છે એવા અર્થાત્ પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ, સર્વ પ્રકારનાં આયુધો ધારણ કરનારા. ૧૨૧

**इतीदं कीर्तनीयस्य केशवस्य महात्मनः ॥**
**नाम्नां सहस्रं दिव्यानामशेषेण प्रकीर्तितम् २२**

ઉપર પ્રમાણે કીર્તન કરવા યોગ્ય મહાત્મા શ્રીવિષ્ણુનાં દિવ્ય એવાં સહસ્ર નામ તમને સંપૂર્ણ રીતે કહ્યાં. ૧૨૨

**य इदं शृणुयान्नित्यं यश्चापि परिकीर्तयेत् ॥**
**नाशुभं प्राप्नुयात्किंचित्सोऽमुत्रेह च मानवः ।**

જે મનુષ્ય નિત્ય આ વિષ્ણુનાં સહસ્ર નામ સાંભળે અથવા ગાય, તે આ લોકમાં તથા પરલોકમાં અશુભ

ગતિને પામતો નથી. તાત્પર્ય કે, આ લોકમાં તથા પરલોકમાં સુખ ભોગવે છે. ૧૨૩

वेदांतगो ब्राह्मणः स्यात्क्षत्रियो विजयी भवेत्।
वैश्योधनसमृःद्धस्याच्छूद्रःसुखमवाप्नुयात २४

આ વિષ્ણુસહસ્રનામ સાંભલવાથી અથવા તેનો પાઠ કરવાથી બ્રાહ્મણ, વેદાંતના પારને પામે છે, ક્ષત્રિય યુદ્ધમાં વિજય મેળવે છે, વૈશ્ય વ્યાપારમાં ધન મેળવે છે, અને શુદ્ર સુખ પામે છે. ૧૨૪

धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी चार्थमाप्नुयात् ॥
कामानवाप्नुयात्कामी प्रजार्थी प्राप्नुयात्प्रजाम्

ધર્મની ઇચ્છાવાળો ધર્મને મેળવે છે, ધનની ઇચ્છાવાળો ધનને મેળવે છે. કામનાવાળો કામનાને પામે છે અને પ્રજાની ઇચ્છાવાળો પ્રજાને પામે છે.૧૨૫

भक्तिमान्यः सदोत्थाय शुचिस्तद्गतमानसः॥
सहस्रं वासुदेवस्य नाम्नामेतत्प्रकीर्तयेत्॥२६॥
यशः प्राप्नोति विपुलं ज्ञातिप्राधान्यमेव च ॥
अचलां श्रियमाप्नोति श्रेयःप्राप्नोत्यनुत्तमम् २७

न भयं क्वचिदाप्नोति वीर्यं तेजश्च विंदति ॥
भवत्यरोगो द्युतिमान्बलरूपगुणान्वितः ॥२८॥

જે ભક્તિવાળો મનુષ્ય નિત્ય પ્રભાતમાં ઉઠી, સ્નાન કરી, પવિત્ર થઇ, મનમાં શ્રીવિષ્ણુનું ધ્યાન કરીને આ વિષ્ણુનાં સહસ્ર નામનો પાઠ કરે છે, તે મોટો યશ મેળવે છે, જ્ઞાતિમાં મહત્તા પામે છે, અચળ સંપત્તિ મેળવે છે અને ઉત્તમ પ્રકારનું સુખ મેળવે છે, તેમજ તેને કોઈ પણ ઠેકાણે ભય રહેતો નથી. તે વીર્ય અને તેજને પામે છે તથા આરોગ્યવાળો, કાંતિવાળો, બળવાળો, રૂપવાળો તથા ગુણવાળો થાય છે. ૧૨૬–૧૨૮

रोगार्तो मुच्यते रोगाद्बद्धो मुच्येत बंधनात् ॥
भयान्मुच्येत भीतस्तु मुच्येतापन्न आपदः २९

રોગાતુર રોગમાંથી મુક્ત થાય છે, કેદી કેદમાંથી છૂટે છે, ભયભીત ભયમાંથી છૂટે છે અને દુઃખી આપત્તિમાંથી મૂકાયછે, ૧૨૯

दुर्गाण्यतितरत्याशु पुरुषः पुरुषोत्तमम् ॥
स्तुवन्नामसहस्रेण नित्यं भक्तिसमन्वितः १३०

જે પુરુષ ભક્તિસંપન્ન થઇને નિરંતર આ સહસ્ર

નામવડે શ્રીવિષ્ણુની સ્તુતિ કરે છે, તે તરત દુઃખો-માંથી મુક્ત થાય છે. ૧૩૦

वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः ॥
सर्वपापविशुद्धात्मा याति ब्रह्म सनातनम् ३१

જે મનુષ્ય વાસુદેવનો આશ્રય કરે છે તથા તેમનું ધ્યાન કરવા માટે પરાયણ રહે છે, તે સર્વ પાપથી છૂટો થઇને શુદ્ધ અંતઃકરણવાળો થઈ, સનાતન એવા પરબ્રહ્મને પામે છે. ૧૩૧

न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित् ॥
जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ॥३२॥

શ્રીવાસુદેવ ( વિષ્ણુ ) ના ભકતોનું કોઈ ઠેકાણે અશુભ થતું નથી, તેમજ તેઓને જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિનો ભય પણ થતોજ નથી. ૧૩૨.

इमं स्तवमधीयानः श्रद्धाभक्तिसमन्वितः ॥
युज्येतात्मसुखक्षांतिश्रीधृतिस्मृतिकीर्तिभिः ।

જે મનુષ્ય શ્રદ્ધાથી તથા ભકિતથી આ વિષ્ણુ સહસ્ર નામનાં સ્તોત્રનો પાઠ કરે છે, તે મનુષ્ય આત્મ-

સુખ, ક્ષમા, લક્ષ્મી, ધૈર્ય, સ્મૃતિ અને કીર્તિ સંપા-
દન કરે છે. ૧૩૩

नक्रोधो नच मात्सर्यं न लोभो नाशुभा मतिः ॥
भवंतिकृतपुण्यानां भक्तानां पुरुषोत्तम १३४

શ્રીપુરુષોત્તમ એવા વિષ્ણુના ભકતો પુણ્યવાન્ હોય છે, તેઓને કોઈ દિવસ ક્રોધ થતો નથી, ઈર્ષા આવતી નથી, લોભ થતો નથી તથા દુષ્ટ બુદ્ધિ પણ થતી નથી. ૧૩૪

द्यौः सचंद्रार्कनक्षत्रा खं दिशो भूर्महोदधिः ॥
वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः १३५

સ્વર્ગ, સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્ર સહિત આકાશ, દશે દિશાઓ, પૃથ્વી અને મહાસાગર, આ સર્વેને મહાત્મા વિષ્ણુના પરાક્રમે ટકાવી રાખ્યાં છે. ૧૩૫

ससुरासुरगंधर्वं सयक्षोरगराक्षसम् ॥
जगद्वशे वर्ततेदं कृष्णस्य सचराचरम् १३६॥

દેવતા, દૈત્ય, ગંધર્વ, યક્ષ, સર્પ અને રાક્ષસ સહિત, આ સ્થાવર તથા જંગમરૂપ જગત્ શ્રીકૃષ્ણને આધીન રહીને પોતાની ક્રિયા કરે છે. ૧૩૬.

इंद्रियाणि मनो बुधिः सत्वं तेजो बलं धृतिः॥
वासुदेवात्मकान्याहुः क्षेत्रंक्षेत्रज्ञएव च ॥१७॥

ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, સત્વ, તેજ, બળ, ધીરજ, શરીર અને જીવ એ સર્વે શ્રીવિષ્ણુરૂપ તે, એમ વેદે કહ્યું છે. ૧૩૭

सर्वागमानामाचारः प्रथमं परिकल्पते ॥
आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः॥१८॥

સર્વ શાસ્ત્રોમાં આચારને પ્રથમ ગણેલો છે, તે આચારથી ધર્મની ઉત્પત્તિ થાય છે અને તે ધર્મના સ્વામી પરમાત્મા છે. ૧૩૮

ऋषयः पितरो देवा महाभूतानि धातवः ॥
जंगमाजंगमं चेदं जगन्नारायणोद्भवम् ॥१९॥

ઋષિઓ, પિતરો, દેવતાઓ, પંચમહાભૂતો અને ધાતુઓ, એવી રીતે સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્ નારાયણથી ઉત્પન્ન થયું છે. ૧૩૯

योगो ज्ञानं तथा सांख्यं विद्याःशिल्पादिकर्म च
वेदाःशास्त्राणिविज्ञानमेतत्सर्वंजनार्दनात् १४०

યોગ, જ્ઞાન, સાંખ્ય, વિદ્યાઓ, શિલ્પ વિગેરે કર્મો,

વેદો, શાસ્ત્રો અને વિજ્ઞાન એ સર્વ વિષ્ણુથી ઉત્પન્ન થયાં છે. ૧૪૦

**एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः ॥**
**त्रींल्लोकान्व्याप्यभूतात्माभुंक्तेविश्वभुगव्ययः**

વિષ્ણુ એકજ મૂર્ત્તિ છે, પ્રાણીઓના આત્મા છે, વિશ્વના ભોક્તા છે અને અવિનાશી છે, તે વિષ્ણુ, અહંકાર પંચમહાભૂતો તથા ભિન્ન ભિન્ન અનેક પદાર્થોમાં પ્રવેશ કરીને તથા ત્રણે લોકમાં વ્યાપીને તેનો ઉપભોગ કરે છે. ૧૪૧

**इमं स्तवं भगवतो विष्णोर्व्यासेन कीर्तितम्॥**
**पठेद्य इच्छेत्पुरुषः श्रेयःप्राप्तुं सुखानि च ४२**

જે પુરુષ કલ્યાણ અને સુખો મેળવવાની ઈચ્છા કરતો હોય તેણે, ભગવાન્ શ્રીવ્યાસે કરેલા આ વિષ્ણુસહસ્ત્રનામનાં સ્તોત્રનો પાઠ કરવો. ૧૪૨

**विश्वेश्वरमजं देवं जगतः प्रभवाप्ययम ॥**
**भजंति ये पुष्कराक्षं न ते यांति पराभवम्॥४३॥**

જેઓ વિશ્વના ઇશ્વર, અજન્મા દેવ, જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશ કરનારા અને કમળ

જેવાં નેત્રવાળા શ્રીવિષ્ણુનું ભજન કરે છે, તેઓ, કોઈનાથી પરાજય પામતા નથી.. ૧૪૩

॥ अर्जुन उवाच ॥

पद्मपत्रविशालाक्ष पद्मनाभ सुरोत्तम ॥
भक्तानामनुरक्तानां त्राता भव जनार्दन।४४

અર્જુન કહે છે–હે કમળના પત્ર જેવી વિશાળ દૃષ્ટિવાળા ! હે કમળાકાર નાભિવાળા ! હે દેવતાઓમાં ઉત્તમ ! હે જનાર્દન ! તમે પ્રીતિપાત્ર ભકતોનું રક્ષન કરો. ૧૪૪

॥श्रीभगवानुवाच ॥

यो मां नामसहस्रेण स्तोतुमिच्छति पांडव ॥
सोऽहमेकेन श्लोकेन स्तुत एव न संशयः।४५।

શ્રીભગવાન્ બોલ્યા–હે પાંડવ ! જે મનુષ્ય સહસ્ત્ર નામ વડે મારી સ્તુતિ કરવાની ઈચ્છા કરે છે, તે મનુષ્ય એક શ્લોકથી મારી સ્તુતિ કરે છે; તોપણ હું તેના ઉપર પ્રસન્ન થાઉં છું તેમાં સન્દેહ નથી. ૧૪૫

**नमोऽस्त्वनंताय सहस्रमूर्तये**
**सहस्रपादाक्षिशिरोरुबाहवे ॥**
**सहस्रनाम्ने पुरुषायशाश्वते**
**सहस्रकोटीयुगधारिणे नमः ॥ १४६ ॥**

પાર વિનાના અને હજારો રૂપ ધારણ કરનારા તથા હજાર ચરણ, નેત્ર, મસ્તક, સાથળ અને બાહુ વાળા પરમાત્માને નમસ્કાર હો. હજાર નામવાળા અને હજાર કોટી યુગને ધારણ કરનારા એવા સનાતન પરમાત્માને નમસ્કાર હો. ૧૪૬

**नमः कमलनाभाय नमस्ते जलशायिने ॥**
**नमस्ते केशवानंत वासुदेव नमोऽस्तु ते ॥४७॥**

જેની નાભિમાં કમળ છે એવા તમને નમસ્કાર હો હે કેશવ ! હે અનંત ! તમને નમસ્કાર હો. હે વાસુદેવ ! તમને નમસ્કાર હો. ૧૪૭

**वासनाद्वासुदेवस्य वासितं भुवनत्रयम् ॥**
**सर्वभूतनिवासोऽसि वासुदेव नमोऽस्तु ते ४८**

વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની વાસનાથી ત્રણે લોક

વાસિત છે. હે વાસુદેવ ! તમો સર્વ પ્રાણીઓના નિવાસ છો. હે વાસુદેવ ! તમને નમસ્કાર હો. ૧૪૮

**नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ॥**
**जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः ४९**

બ્રાહ્મણને માનનારા દેવને નમસ્કાર હો, ગાય અને બ્રાહ્મણનું હિત કરનારા દેવને નમસ્કાર હો. જગતનું હિત કરનારા કૃષ્ણને નમસ્કાર હો. અને ગાયોનું રક્ષણ કરનારા દેવને નમસ્કાર હો. ૧૪૯

**आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ॥**
**सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥५०**

આકાશમાંથી સર્વ ઠેકાણે પડેલું પાણી જેમ સમુદ્રમાં જાય છે, તેમજ સર્વ દેવને કરેલો નમસ્કાર શ્રીકૃષ્ણના પ્રત્યે જાય છે. ૧૫૦

**एष निष्कंटकः पंथा यत्र संपूजते हरिः ॥**
**कुपथं तं विजानीयाद्गोविंदरहितागमम् ॥५१**

જે માર્ગમાં શ્રીહરિનું ભજન, કીર્તન તથા પૂજન થાય છે એ માર્ગને કાંટા વિનાનો જાણવો. તથા

જે માર્ગમાં શ્રીહરિનાં કીર્તન, પૂજનનો આદર હોતો નથી, તે માર્ગને દુષ્ટ માર્ગ જાણવો. ૧૫૧

**सर्ववेदेषु यत्पुण्यं सर्वतीर्थेषु यत्फलम् ॥**
**तत्फलं समवाप्नोति स्तुत्वा देवं जनार्दनम् ८२**

ચારે વેદો ભણવાથી જે પુણ્ય મળે છે, સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ મળે છે, તે ફળ દુષ્ટને દમનારા શ્રીહરિની સ્તુતિ કરવાથી પણ મનુષ્ય પામે છે. ૧૫૨

**यो नरः पठते नित्यं त्रिकालं केशवालये ॥**
**द्विकालमेककालं वा क्रूरं सर्वं व्यपोहति॥८३॥**

જે મનુષ્ય પ્રતિદિન શ્રીહરિના મંદિરમાં ત્રણ વખત (પ્રભાત માધ્યાન્હ અને સાયંકાળ), બે વખત અથવા તો એક વખત વિષ્ણુસહસ્ર નામનાં સ્તોત્રને પાઠ કરે છે, તે પોતાનાં સર્વ ક્રૂર કર્મોનો નાશ કરે છે. ૧૫૩.

**दह्यंते रिपवस्तस्य सौम्याः सर्वे सदा ग्रहाः॥**
**विलीयंते च पापानि स्तवे ह्यस्मिन्प्रकीर्तिते८४**

જે આ સ્તોત્રનો પાઠ કરે છે, તેના શત્રુઓ બળીને

ભસ્મ થાય છે. સર્વે ગ્રહો તેના ઉપર સદા શાંત રહે છે અને તેનાં પાપો વિનાશ પામે છે. ૧૫૪

**येन ध्यातः श्रुतो येन येनायं पठ्यते स्तवः॥**
**दत्तानि सर्वदानानि सुराःसर्वे समर्चिताः५५**

જે મનુષ્ય આ સ્તોત્રનું ધ્યાન કરે છે, જે મનુષ્ય આ સ્તોત્રને સાંભળે છે, જે મનુષ્ય આ સ્તોત્રને ભણે છે, તેણે સર્વે દાનો આપ્યાં છે અને સર્વ દેવોની પૂજા કરી છે, એમ સમજવું. ૧૫૫

**इह लोके परे वापि न भयं विद्यते क्वचित् ॥**
**नाम्नां सहस्रं योऽधीते द्वादश्यां ममसन्निधौ५६**

જે મનુષ્ય દ્વાદશીને દિવસે મારી આગળ વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરે છે, તેને આલોકમાં અથવા પરલોકમાં કોઇ પણ ઠેકાણે ભય રહેતો નથી. ૧૫૬

**शनैर्दहति पापानि कल्पकोटिशतानि च ॥**
**अश्वत्थसान्निधौ पार्थ तुलसीसन्निधौ तथा ५७**

તેમજ તે કરોડો કલ્પનાં પાતકોને બાળી નાખે છે. હે પૃથાપુત્ર અર્જુન! જે મનુષ્ય પીપળા

પાસે અથવા તુળસી પાસે બેસીને વિષ્ણુ સહસ્ર નામનો પાઠ કરે છે, તેને એક કરોડ ગાય આપવાનું ફળ મળે છે. ૧૫૭

**पठन्नामसहस्रं तु गवां कोटिफलं लभेत् ॥**
**शिवालये पठेन्नित्यं तुलसीवनसंस्थितः ॥१५८॥**
**नरो मुक्तिमवाप्नोति चक्रपाणेर्वचो यथा ॥**
**ब्रह्महत्यादिकं घोरं सर्वं पापं विनश्यति।१५९।**

इति श्रीमन्महाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यामानुशासनिके पर्वणि दानधर्मे भीष्मयुधिष्ठिरसंवादे श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रं संपूर्णम् ॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

જે મનુષ્ય નિરંતર શિવાલયમાં બેસીને અથવા તુળસીના વનમાં બેસીને જો 'શ્રીવિષ્ણુ સહસ્ર નામનો' પાઠ કરે છે, તો તે મોક્ષને પામે છે. એ માટે ચક્રને હાથમાં ધારણ કરનારા શ્રીહરિનું વચન સત્ય જાણવું, કે પાઠ કરનારા ( મનુષ્ય ) નાં બ્રહ્મહત્યા વગેરે સર્વ ઘોર પાપ પણ વિનાશ પામે છે. ૧૫૮–૧૫૯

**ઇતિ શ્રીવિષ્ણુસહસ્રનામ સંપૂર્ણ.**

## डाकोर ( रणछोड पुस्तकालय ) ना मालीके छपावेलां पुस्तकोनुं सूचीपत्र.

| | कि. रु. आ. |
|---|---|
| **श्रीमद्भगवद्गीता**—श्री यामुनाचार्य स्वामी कृत गीतार्थ संग्रह अने रामानुज भाष्य ये बे टीका तथा विशिष्टाद्वैत सिद्धांतादय ( १० ) ग्रंथसहित ( संस्कृत) | ३—० |
| **श्रीरामतापनीयोपनिषद्**—तथा रामयोपनीषद् ये बे ग्रंथ हिंदुस्तानी भाषाटीका यंत्रराजनी पुजाना अनुक्रमणिकाना श्लोक सहित .... | १—० |
| **श्रीनारदगीता**—मूळ शुद्ध श्लोक अने हिंदुस्तानी भाषाटीका .... .... | ०—२ |
| **बृहद्वेदोक्तरामपद्धति**—( श्री संप्रदायी वैष्णवोपयोगी ) .... .... .... | ०—८ |

रामपद्धति, रामपटल, सिद्धांतपटल,
मंत्रमुक्तावली, चोवीसगायत्री,
ये पांचो पुस्तकनो एक गुटको .... १—०
रामपद्धति. ४ आना रामपटल .... ०—४
सिद्धांतपटल—अवधुता मार्ग.... .... ०—४
मंत्रमुक्तावली—सर्वोपयोगी .... .... ०—२
चोवीसगायत्री-मंत्र अने मुद्राविधिसाहित. ०—४
पंचमुखि हनुमत्कवच अने एक मुखि
हनुमत्कवच—बडाअक्षर.... .... ०—१॥
रघुवंश—मल्लिनाथकृत संजीवनी टीका-
सहित बारीक अक्षर गुटको .... ०—१०
मुहूर्त्तदीपक ज्योतिष—सटीक संस्कृत. ०—४
रकारादिश्रीरामसहस्रनाम—बडाअक्षर ०—२
मकारादिश्रीरामसहस्रनाम-बडाअक्षर ०—२
रकारादि अने मकारादि श्रीराम-
सहस्रनाम—एबेनी एक बुक .... ०—६

श्रीवेंकटेश सहस्रनाम—मोटा अक्षर. ०—२

श्रीशुक्ल यजुर्वेदीय रुद्राऽष्टाध्यायी ०—१

श्रीविष्णुसहस्रनाम—अने विष्णुरष्टा-
विंसति नामस्तोत्र तथा नारायण
कवच सहित मोटाअक्षर गुटको.... ०—१॥

श्रीरामस्तवराज—भाषाटीका सचित्र
(१२) मासनी पाठविधि सहित. ०—१

नित्याचारदर्पण-भाषाटीका (धर्मशास्त्र) ०—१०

नूतन बृहत शब्दरूपावली—समास-
चक्र सहित .... .... .... ०—१॥

श्रीरामानंदजन्मोत्सव—भाषाटीका
श्रीरामानंदी वैष्णवोपयोगी .... ०—८

नर्मदाखंड—( रेवाखंड ) मूळ संस्कृत ९—०

श्रीविष्णुसहस्रनामावली—मोटाअक्षर. ०—१

श्रीशिवसहस्रनामावली—मोटाअर .... ०—१

श्रीरामसहस्रनामावली—मोटाअक्षर. ०—१॥

श्रीरामानंद स्वामीकीरामरक्षा—अने
रामकबीरकीरामरक्षा ( भाषा ). ०—१
श्रीराम बाराखडी—अने राममंगल— ०—१
भजनरामायण—तुळसीदासजी कृत .... ०—१॥
भजनरत्नावली मोटी—( अथवा )
भजनकी पोथी छट्ठी आवृत्ति
शुद्ध करी वधारो करीने छपावी
(चारोसंप्रदायी साधुने उपयोगी) .... १—४
गुरुचरीतामृतभाषा—दोहा चौपाईमें. ०—६
चारोंधामकी बडीजय—मोटाअक्षर.... ०—१
ध्यानमंजरी—(रहस्यग्रंथ) अग्रस्वामीकृत. ०—१
गुरुमहिमा—जगन्नाथदासजीकृत ( अने )
गुरुअष्टक सहित .... .... ०—१
हनुमानचालीसा अने हनुमानसंकट
मोचन—मोटाअक्षर शुद्धपाठ .... ०—१

**रामस्तवराज**–सटीक संस्कृत ( भा०५ ) ०—६

**नारायणकवच**–चतुश्लोकी भागवतसह ०—१

## वल्लभसंप्रदायी पुस्तक.

**दोसोबावन वैष्णवकी वार्त्ता**–व्रज भाषामें मोटाअक्षर उत्तम ग्लेज कागळ ४—०

,, ,, तथा रफ कागळ .... ३—०

**चोराशीवैष्णवकीवार्ता**–व्रज भाषामें मोटाअक्षर उत्तम ग्लेज कागळ .... २—०

,, ,, तथा रफ कागळ .... १—८

**दोसोबावन**–तथा **चोराशीवैष्णव** ए बन्ने एक जील्दमे उत्तम ग्लेज कागळ. ५—४

,, ,, तथा रफ कागळ .... ४—०

**पुष्टिमार्गिय बारमासी पद संग्रह**– ( त्रणभाग ) जेमां बारमहिनाना नाना मोटा तमाम ओछवना पदनो संग्रह व्रजभाषामां मोटा अक्षरथी ८—०

## ગુજરાતી પુસ્તક.

**गरुडपुराण**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા છુટાંપાનાં અક્ષર બાળબોધમાં ઉત્તમ ગ્લેઝ કાગળ. १—०

„ „ તથા રફ કાગળનું .... ०—१२

**सत्यनारायणपुजा तथा कथा**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાની ટીકા છુટાં પાનાં અક્ષર બાળબોધ .... ०—३

**मुहूर्त्तदीपक ज्योतिष**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા છુટાંપાનાં. ०—३

**एकादशीमहात्म्य**—ચાર જયંતિ સહિત ગુજરાતી ટીકા છુટાં પાનાં. १—०

**पुरुषोत्तममहात्म्य**—બૃહન્નારદીય પુરા० ગુજરાતી ટીકા છુટાં પાનાં .... १—०

**श्रीमद्भागवत**—મૂળ શ્લોક અને શુદ્ધ ગુજરાતી ટીકા શ્રીનાથજી આદિ

( ૧૭ ) ચિત્રસહિત છુટાં પાનાં. ૧૦—૦

श्रीमद्भागवत—શુદ્ધ ગુજરાતી ભાષાં-
તર શ્રીનાથજી આદિ ( ૧૭ )
ચીત્ર સહિત બુક સોનેરી મોટુ. ૫—૦

श्रीमद्भागवत—ઉપર લખ્યા મુજબ
નાનો સોનેરી ગુટકો .... .... ૩—૦

पंचरत्न—ભગવતગીતા ગુ૦ ટી૦ રે૦ ૧—૦

श्रीमद्भगवद्गीता—ગુજરાતી ટીકા રેશમી ૦—૮

पंचदशी—મૂળસહિત ગુજરાતી ટીકા. ૬—૦

चंद्रकांत—વેદાંત ભાગ ૧૨ દરેકની ૨—૮

राजवल्लभ—મૂળ શ્લોક અને શુદ્ધ ગુ-
જરાતી ટીકા સચિત્ર સલાટ તથા
કડીયા સુતારને મકાન બાંધવાને
અતી ઉપયોગી ( શિલ્પ શાસ્ત્ર ) ૩—૦

भावप्रकाश—મૂળ શ્લોક અને શુદ્ધ

ગુજરાતી ટીકા ત્રણે ખંડ ઉત્તમ
સોનેરી બે બુકોમાં .... .... ૭—૮

**सुश्रुतसंहिता**—મૂળ શ્લોક અને શુદ્ધ
ગુજરાતી ટીકા ઉત્તમ સોનેરી બુક. ૧૦—૦

**हारीतसंहिता**—મૂળ શ્લોક અને શુદ્ધ
ગુજરાતી ટીકા ઉત્તમ સોનેરી બુક ૩—૮

**आर्यओषध**—શુદ્ધ ગુજરાતી ભાષાંતર
ડાક્તર વીરજી જીણા કૃત .... ૩—૦

**रामायण**—ગીરધરકૃત મોટા અક્ષર. ૨—૮

**महाभारत**—વલભરામ વ્યાસકૃત .... ૩—૮

**श्रीकृष्णचरित्र**—ગોકુળલીલા મથુરાં-
લીલા દ્વારકાંલીલા સચિત્ર .... ૧—૧

**शिवमहापुराण**—શુદ્ધ ગુજરાતી ભા-
ષાંતર ચોવીસ હજાર શ્લોકનુ
(ઉત્તમ સોનેરી બુક).... .... ૫—૦